# બાલ-પંચતંત્ર.

## યાને પંચતંત્રમાંની વાતો.



યોજક:-મનમોહન છબિલારામ દીક્ષિત.



મેસર્સ કસનદાસ નારણદાસ એન્ડ સન્સ.
બુકસેલર્સ, નાણાવટ-સુરત.



કિંમત ૦-૪-૦

# બાલ-પંચતંત્ર.

## યાને પંચતંત્રમાંની વાતો.



સંયોજકઃ-પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત.



મેસર્સ કસનદાસ નારણદાસ એન્ડ સન્સ
બુકસેલર્સ, નાણાવટ-સુરત.



કિમ્મત ૦-૪-૦

# પ્રસ્તાવના.



બાળકો ભવિષ્યની આશા છે. તેમના સંસ્કાર ઉજ્જવલ થઇ, તેમનામાં સુંદર સદ્‌ગુણોનાં બીજ નંખાય તેવું બાલ–સાહિત્ય તૈયાર થવાની જરૂર છે. બંગાળી, હિન્દી તથા મરાઠી ભાષામાં આ દિશામાં સ્તુત્ય પ્રયાસ થઇ રહ્યો છે. સંખ્યાબંધ ઉપયુક્ત પુસ્તકો તેમની બાલ–સાહિત્ય સંસ્થાઓ તરફથી દરવર્ષે બહાર પડે છે. આપણી રાષ્ટ્રીય સંસ્થાઓ પણ ટુંક વખત થયાં એ દિશામાં કર્તવ્ય પરાયણ થઇ છે, એ ખુશી થવા જેવુંછે.

એ આશયથીજ પ્રેરાઇને હમે "બાલ–કાલિદાસ" તથા "કાલિદાસનાં નીતિ વચનો" એ બે પુસ્તકો ટુંક વખત ઉપર રચ્યાં હતાં. એમાંના પહેલા પુસ્તકમાં તો ઉત્તર વિભાગના માજી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સદ્‌ગત શ્રીયુત જમિયતરામ ગૌરીશંકર શાસ્ત્રીએ પોતે જાતેજ પ્રસ્તાવ (Foreword) લખીને પુસ્તકની ઉપયોગિતા સિદ્ધ કરી આપી હતી. મોડર્ન રીવ્યુ, સાહિત્ય, બુદ્ધિપ્રકાશ જેવાં દેશનાં સુપ્રસિદ્ધ માસિકોમાં એ બન્ને પુસ્તકોની મુક્ત કંઠે પ્રશંસા થઇ હતી.

આ પ્રસ્તુત પુસ્તક પણ એવાજ આશયથી લખાએલું છે. સંસ્કૃત ભાષામાં જેટલા નીતિગ્રન્થો છે, તે બધાયમાં પંચતંત્ર પહેલે નંબરે વિરાજે છે. એમાં પશુ પક્ષીઓની મનોરંજક વાતોવડે નીતિ જેવા ગંભીર અને ઉપયોગી વિષયનું સરલ સચોટ વિવેચન કરેલું છે. વાંચનારને તેથી સંસ્કારિક આનંદની સાથે સુબોધ પણ પ્રાપ્ત થાય છે. સંસ્કૃતભાષાના આ સર્વશ્રેષ્ઠ મહામાન્ય ગ્રન્થનાં ફારસી, ઇંગ્રેજી, ફ્રેન્ચ, ઉર્દુ વગેરે અનેક ભાષામાં ભાષાન્તર થયાં છે. એજ તેની ઉપયોગિતા સિદ્ધ કરી આપે છે. એ પુસ્તકની ઉત્તમોત્તમ નીતિશિક્ષાપ્રદ વાતોનો સાર ખેંચી લઇને અમે આ બાલ–પંચતંત્ર તૈયાર કર્યું છે. નીતિસિદ્ધાન્તનું

પ્રતિપાદન કરનારી દરેક વાર્તા નીચે ટુંકસાર પણ આપવામાં આવ્યો છે. જેથી મતલબ સરલ અને સ્પષ્ટ થવા સાથે તેની અસર સંગીન અને સચોટ થયા વિના રહેશે નહિ. જેમને માટે આ પુસ્તકની રચના થઇ છે, તેમને જો આ પુસ્તક ઉપયોગી થઇ પડશે, તો કર્તા પોતાના શ્રમને સાર્થક થયો સમજી, એ દિશામાં કાંઇક વધુ સેવા કરવા ઉત્તેજીત થશે.

આમલીરાન, સુરત.<br>૨૨–૧૦–૧૯૨૪. } **પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત.**



# બાલ-પંચતંત્ર; યાને પંચતંત્રમાંની વાતો.

## વાર્તાઓનો આરંભ.

દક્ષિણ દેશમાં મહિલારોપ્ય નામનું એક શહેર હતું. તેમાં અમરશક્તિ નામે મહાપ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. તેને ત્રણ મૂર્ખ પુત્રો હતા. તેમનાં નામ હતાં બહુશક્તિ, ઉગ્રશક્તિ, અને અનંતશક્તિ. પણ તેઓ કાળા અક્ષરને કુટી મારે તેવા અભણ અને અક્કલના દુશ્મન હતા. રાજાએ એક દિવસ દરબારમાં તેમને માટે બળાપો કરતાં કહ્યું કેઃ— "આ મૂર્ખ છોકરાઓનું આગળ જતાં શું થશે ? જીંદગીભર આવાજ ઠોઠ રહેશે, તો તેમનાથી રાજ્ય કેમ થઇ શકશે ? મ્હારા મરણ પછી, એ લોકો નક્કી રખડી મરશે." મન્ત્રીઓની સલાહથી રાજાએ વિષ્ણુશર્મા નામના પંડિતને બોલાવીને, પોતાનો વિચાર તેમને જણાવ્યો. પંડિતે પ્રતિજ્ઞા લઈને કહ્યું કે, હું ત્હમારા પુત્રોને છ મહિનાની અંદર નીતિશાસ્ત્રમાં નિપુણ બનાવી દઇશ. રાજા પ્રસન્ન થયો, અને પોતાના પુત્રોને તેણે એ પંડિતને સોંપ્યા. એ રાજકુંવરોને વિષ્ણુશર્મા પોતાને ઘેર લઈ ગયા, અને તેમને શિયાળ, સિંહ વગેરે વનનાં પ્રાણીઓની વાતો કહેવા માંડી. એ વાર્તાઓ રસ પડે તેવી હતી. તેથી રાજકુંવરોને સાંભળવાની મજા પડતી, અને વળી તેમની બુદ્ધિનો પણ વિકાસ થતો હતો. પંડિત તેમને સંસાર વ્યવહારમાં પાવરધા બનાવવા માંગતા હતા. તેથી એમણે તેઓને કહ્યુંઃ—"હે રાજકુંવરો ! લુચ્ચા માણસોની વાત ઉપર લક્ષ આપશો

નહિ. તેઓ તમને અવળે રસ્તે દોરવશે. લુચ્ચા શિયાળના કહેવાથી, એક સિંહે શું કર્યું હતું તે હું તમને કહીશ. તેણે શિયાળના શબ્દોથી ભોળવાઈને પોતાના ભલા મિત્રને મારી નાંખ્યો."

## ૧. સિંહ અને બળદની વાર્તા.

આ દુનિયામાં પૈસાદાર થવાનું કોને નહિ ગમે? મહિલારોપ્ય નગરમાં એક શાહુકાર રહેતો હતો. તેને એક વખત ખુબ પૈસા કમાવાનું મન થયું. સંજીવક અને નંદક નામના પોતાના બેઉ બળદોને તેણે રથમાં જોડયા, અને વેપાર કરવાને પરદેશ જવા સારૂ નીકળી પડયો. કાદવ કીચડવાળા રસ્તામાં સંજીવકનો પગ એકાએક ડટાઇ ગયો, અને રથનો આચકો લાગવાથી ભાંગી ગયો. ત્યારે તે શાહુકારે સંજીવકનું જોતર છોડી નાંખ્યું; જંગલમાં તેને છુટ્ટો મુકી દીધો અને પોતે આગળ ચાલવા માંડયું. સંજીવકને વનમાં કોઈ કરતાં કોઈનો આધાર રહ્યો નહતો. તેમ છતાં તે મરી ગયો નહિ. કુદરતી રીતેજ તેનો પગ ધીમે ધીમે સારો થઇ ગયો અને જંગલનું લીલુંછમ જેવું ઘાસ ખાઈ કરીને તે જોતજોતામાં તાજોમાજો તૈયાર થઈ ગયો. દરરોજ ખવાય તેટલું ઘાસ ખાતો અને મસ્તીમાં આવીને બરાડા નાંખતો. તેજ જંગલમાં પિંગલક નામનો એક સિંહ રહેતો હતો. તે એ જંગલનો રાજા હતો. બધાં પ્રાણીઓ એને નમતાં અને એની આજ્ઞામાં રહેતાં. એક દિવસ યમુના નદીને કિનારે તે પાણી પીવા સારૂ આવ્યો હતો. તે વખતે એક બહુ મોટી ગર્જના એણે ઓચીંતી સાંભળી. એવો

ભયંકર અવાજ એણે અગાઉ કદી સાંભળ્યો નહતો. તેથી એનું આખું શરીર ભયથી ધ્રૂજવા લાગ્યું; વડના ઝાડની નીચે બેસીને તે વિચાર કરવા લાગ્યો, આવો ભયંકર અવાજ કોણ કરતું હશે? ખરેખર એ કોઈ જંગી પ્રાણી હોવું જોઇએ. ખરૂં જોતાં એ ગર્જના સંજીવક કરતો હતો, પરંતુ પિંગલકને તે વાતની ખબર નહતી. એ તો ભયથી આભોજ બની ગયો હતો. તેજ ક્ષણે એક શિયાળ જંગલમાંથી નીકળીને ત્યાં આગળ આવી પહોંચ્યો. પોતાના બેઉ હાથ જોડીને પિંગલકની સામે ઉભો રહ્યો. તે દેખીતી રીતે પિંગલકની મહેરબાની મેળવવા માંગતો હતો. પિંગલકે તેને પૂછ્યું, 'ત્હારે શું જોઇએ છે?' 'આપ નામદારને મદદ કરવાની મારી ઇચ્છા છે,' લુચ્ચા શિયાળે જવાબ આપ્યો.

સિંહ ગાજી ઉઠયો:—'મ્હને મદદ કરશે! નાનકડો શિયાળ તે વળી સિંહને શું મદદ કરવાનો હતો? ચાલ્યો જા, નહિ તો હું તને મારી નાંખીશ.' શિયાળ કાલાવાલા કરીને કહેવા લાગ્યો:—"અરે રાજા સાહેબ! મ્હને શિયાળ સમજીને આમ મારો તિરસ્કાર આપે કરવો ના જોઇએ. અલબત્ત હું આપના જેવો જોરાવર નથી. આપના જેવું પરાક્રમ કરવાની મ્હારામાં શક્તિ નથી. તોપણ તેટલાથીજ હું નાલાયક ઠરતો નથી. કેટલીકવાર નિર્બળ પણ સબળને સહાય કરી શકે છે. જે ઉપયોગી કામ કરી શકે છે, તેજ ઉપયોગી છે. કીડામાંથી રેશમ, પત્થરમાંથી સોનું અને કાદવમાંથી કમળ ઉત્પન્ન થાય છે. ગુણવાનના ઉત્તમ ગુણોજ વખણાય છે. જેણે કામ કર્યું તેણે તો કામણ કર્યું એમજ સમજવું."

પિંગલક બોલ્યો:—જવાદો એ બધી વાત. શિયાળ કેવાં લુચ્ચાં હોય છે, તે મ્હારાથી અજાણ્યું નથી. તેઓ બધું પોતાની મતલબથીજ કરે છે. પણ કહો, તમારે જે કહેવું હોયતે. હું ખુશીથી સાંભળીશ.

શિયાળે જણાવ્યું:—"એક નવું જનાવર આવ્યું છે જંગલમાં. કહો તો ઓળખાણ કરાવું એની સાથે."

"ના, ના! અહિં ના લાવશો એને." સિંહે જવાબ દીધો.

શિયાળે કહ્યું:—"એની તો આપના મિત્ર થવાની ઇચ્છા છે. કહો તો આપની પાસે લઇ આવું."

રાજા બોલ્યો:—"એમ હોય તો ભલે લઈ આવજો. પણ એ જો જબરૂં અને ઝનુની જાનવર હોય તો મ્હારે કામ નથી એનું. એ બહુ ભયંકર ગર્જના કરે છે. એની ગર્જનાથી તો આજે હું થથરી ઉઠયો. ખરેખર મ્હને સખ્ત બ્હીક લાગી હતી."

શિયાળે જવાબ દીધો:—"અરે રાજાસાહેબ! એકલા અવાજથી શું કામ ડરવું જોઇએ? તેનાથી શી ઇજા થવાની હતી? સમજુ લોકો કેવળ શબ્દથીજ ડરી જતા નથી. શિયાળની વાત તો આપે સાંભળી હશે. તે પણ અવાજ સાંભળીને આમજ ગભરાઈ ગયો હતો."

પિંગલક બોલ્યો:—"ના ભાઈ! એ વળી કેવી વાત છે?"

શિયાળે આ પ્રમાણે વાર્તા કહી સંભળાવી:—

## શિયાળ અને નગારૂં.

એક વખત એક શિયાળ વનમાં આમતેમ ઘુમ્યાં કરતું હતું. તે ઘણું ભૂખ્યું થયું હતું. આખરે સાંજ પડી, ત્યારે

ત્હેણે દૂરથી લડાઇનું મેદાન દીઠું. ત્હેણે વિચાર કર્યો કે, ત્યાં જઇશ તો કંઇક ખાવાનું મળી આવશે. તેથી તે ત્યાં આગળ દોડી ગયું. તે જગોએ જોસથી ભમભમ અવાજ થતો હતો. તે એના સાંભળવામાં આવ્યો. તે સાંભળીને એને બહુ બ્હીક લાગી. એણે એવો અવાજ કદી સાંભળ્યો નહતો. તેથી તે વિચાર કરવા લાગ્યું કે, આ શું હશે ? તોપણ આગળ જવાની તેની હિંમત ન ચાલી. તેથી પાસેની ઝાડીમાં ભરાઈ ગયું. વારંવાર અવાજ થયાંજ કરતો હતો અને શિયાળ ભયથી ધ્રૂજતું હતું. આમ તેણે ભૂખ્યાભૂખ્યાજ આખી રાત ઝાડીમાં કાઢી. સ્હવાર થતામાં શિયાળને ભૂખનું દુઃખ ભારે થઇ પડયું. તેને એમજ લાગ્યું કે, હવે તો ભૂખ્યા નહિજ રહેવાય, ત્યારે તે ઝાડીમાંથી બહાર નીકળ્યું. અવાજ તો થયાંજ કરતો હતો; તેમ છતાં તે હિંમત રાખીને આગળ વધ્યું. ત્યારે અવાજ થવાનું કારણ તેને સમજાયું.

અહિં પિંગલકે પૂછયું:-"તે શું હતું ?"

શિયાળે ખુલાસો કર્યો:-"અરે, ઝાડમાં એક નગારૂં હતું. પવન વાતો, ત્યારે ઝાડની ડાળી તે નગારા સાથે અથડાતી અને તેનો ભમભમ અવાજ થતો. એજ અવાજથી પેલું શિયાળ નકામું બ્હીતું હતું. એકલા અવાજથીજ ડરી જવું એ મૂર્ખાઇ ભરેલું છે. અવાજ આપણને કશી ઇજા કરી શકતો નથી."

પિંગલક બોલી ઉઠયો:-"હા, ખરાબર છે. અવાજથી ડરવું ડહાપણભર્યું નથી. ભલે, તમે જાઓ અને પેલાં નવાં જનાવરને અહિં લઇ આવો."

તે ઉપરથી શિયાળ સંજીવકને પિંગલકની પાસે લઈ આવ્યો. પિંગલકને તેનો સ્વભાવ ઘણોજ ગમી ગયો, અને જોતજોતામાં તે એનો માનીતો મિત્ર થઇ પડયો. બન્ને જણા હળીમળીને સાથે રહેવા લાગ્યા.

શિયાળે સંજીવકનું મોત શી રીતે નીપજાવ્યું તે વિષે:–શિયાળ હવે પિંગલકનો વિશ્વાસપાત્ર મિત્ર થઇ પડયો હતો. એથી તે મનમાં ને મનમાં મલકાતો અને હરખથી ફુલાઇ જતો. એક દિવસ તેણે પોતાના ભાઇને કહ્યું–"ભાઇ! આ વનના રાજા પિંગલક સિંહની સાથે મ્હારે દોસ્તી થઇ છે."

એ દોસ્તી વળી કેમ કરતાં થઈ ?" એના ભાઈએ પૂછયું.

શિયાળે જવાબ આપ્યો:–" હું પેલા નવા બળદ–સંજીવક–ને એની પાસે લઈ ગયો હતો. એ બન્ને જણા જીવજાન દોસ્ત થયા છે; અને ત્યારથી પિંગલકના મ્હારા ઉપર ચારે હાથ છે."

દિવસે દિવસે પિંગલક અને સંજીવકની મિત્રતા વધતી ગઇ. દિવસના સંજીવક બહાર જઇને મન માન્યું ઘાસ ચરતો. સાંજરે તે પાછો ઘેર આવતો, ત્યારે પિંગલક શિકાર કરવા જતો તેઓ સ્હવારે અને સાંજરે એક બીજાને મળતા અને મોજ કરતા.

એ બન્નેનું આવું સુખ શિયાળથી ખમાયું નહિ. એમનો નિર્દોષ આનંદ એની આંખ્યોમાં ખુંચવા લાગ્યો. તેથી એક દિવસ એણે પોતાના ભાઇને કહ્યું:–" પિંગલક અને સંજીવકના રંગમાં ભંગ પડાવવો જોઇએ. એના જેવો

તદ્દન અજાણ્યો–પરાયો–તે વળી આપણા રાજાનો ખાસ મિત્ર થાય ! એતે કેમ ખમાય !"

શિયાળના ભાઈએ ખુલાસો કર્યો:–" સમજુ લોકો બીજાની ખાનગી બાબતોમાં માથું મારતા નથી. એ સંબંધમાં એક વાંદરાની વાત છે. તે ત્હારા સાંભળવામાં આવી છે ?'

શિયાળ બોલ્યો:–"ના ભાઈ ! એ વાત કેવી છે ?"

તે ઉપરથી એના ભાઈએ નીચે પ્રમાણે વાર્તા કહેવા માંડી:–

## ખીલો ખેંચનાર વાંદરાની વાત.

મસલના વખતમાં મગધ કરીને એક દેશ હતો. તેમાં સુદત્ત નામનો કઠીયારો રહેતો હતો. તે રોજ જંગલોમાં રખડતો, સારાં સારાં ઝાડ કાપતો અને પછી તેમનાં વ્હેરીને ફાડચાં બનાવતો.

એક દિવસ ત્હેણે એક ઝાડ કાપ્યું અને મધ્યભાગમાંથી તેને વહેરવા માંડયું. તે ભાગ્યેજ અડધું વ્હેરી રહ્યો હશે, એવામાં સાંજ પડી ગઈ. અંધારૂં ઘોર થઇ જવાથી, ત્હેણે વ્હેરવાનું કામ બંધ કરી દીધું. પણ તેમ કરતાં પહેલાં વ્હેરેલા ઝાડની ફાટમાં ત્હેણે એક ખીલો ખોસી રાખ્યો. ઝાડ પાછું સપ્પટ થઇ જાય, તો કરેલી મહેનત નકામી જાય. એટલા માટે ખીલાની ફાચર બનાવીને તે ઘેર ગયો. એટલામાં વાંદરાઓનું ટોળું કૂદાકૂદ કરતું તે જગ્યાએ આવી પહોંચ્યું. તેમાંહેથી એક વાંદરાનું બચ્ચું પેલા વહેરેલા ઝાડની ફાચરપર ચઢી બેઠું. અને પોતાની માતાને પૂછવા લાગ્યું:– "મા ! આ ખીલો શું કામ રાખ્યો હશે અહિં ?"

માતાએ જવાબ દીધો:–"મ્હને ખબર નથી. પણ બેટા ! જવાદે એ માથાફોડ. એ આપણો ધંધો નથી. કડીયારો આવે, ત્યારે નીરાંતે જોજે કે એ ખીલાનું શું કરે છે. સમજુ વાંદરા એવા અજાણ્યા કામમાં માથું મારે નહિ."

તેમ છતાં બચ્ચાંએ માતાની શિખામણ ગણકારી નહિ. એ તો ખાસી રીતે ખીલા સંગાથે ખેલવા લાગ્યું. ખીલાને જેવો તેણે ખેંચી કાઢયો કે તરતજ ઝાડ બંધ થઈ ગયું, અને તેની સાથે પેલું વાંદરાનું બચ્ચું ચગદાઈને મરણ પામ્યું.

જે માણસ પારકા કામમાં માથું મારે છે, તે પેલાં વાંદરાનાં બચ્ચાંની પેઠે નાશ પામે છે.

શિયાળ પોતાના ભાઇને કહેવા લાગ્યો:–વાંદરાનાં જેવી મૂર્ખાઈ હું નહિ કરૂં. મ્હારૂં પોતાનું રક્ષણ કેમ કરવું તે મને આવડે છે. પિંગલકને હાથેજ હું સંજીવકનો નાશ કરાવીશ.

પિંગલકે પોતાના મિત્ર સંજીવકને શી રીતે મારી નાંખ્યો તે વિષે:–

લાગ જોઇને શિયાળ પિંગલકની પાસે જઈ પહોંચ્યો. તે વખતે સંજીવક ત્યાં નહતો. પિંગલકને એકલો જોતાં-વારને શિયાળ ખુશ ખુશ થઇ ગયો. ઝટ કરતો કે તે લાંબો છટ થઈને એને પગે લાગ્યો. પછી ઉભા થઈ બેઉ હાથ જોડીને નમ્રતાથી કહેવા લાગ્યો:–હે રાજા ! આજ તમારા ઉપર મોટી આફત આવવાની છે. તેની ખબર મળતાં વારને આપને ચેતવવા સારૂ આવ્યો છું. આજ્ઞા હોય, તો કહું"

"બેલાશક કહે," સિંહે જવાબ દીધો.

લુચ્ચા શિયાળે ખુલાસો કર્યો:–"આપનો મિત્ર સંજીવક આપની પાસેથી રાજ્ય છીનવી લેવા માંગે છે. આપને કદાચ મ્હારી આ વાત ખરી નહિ લાગે, અને મને સજા પણ કરી બેસશો, એવો ડર રહે છે."

પિંગલક કાંઇ પણ બોલ્યો નહિ. આ વાત સાંભળીને એને ઉંડા વિચારમાં પડી ગએલો જોઈને, શિયાળે ભાષણ ચલાવ્યું:–

"સંજીવકને આપે આપનો મુખ્ય મન્ત્રી બનાવ્યો છે. રાજાનો વિશ્વાસુ પ્રધાન બન્યા પછી, માણસ મદોન્મત્ત બની જાય છે. તેને એમ લાગે છે કે હું રાજાના જેવોજ અધિકાર ભોગવું. એમ કરતાં તેને રાજ્ય કરવાનું મન થાય છે. એ કારણથી તે રાજાનું ખૂન કરવા તૈયાર થાય છે. ખરેખર. આપ નામદારની ભારે ખરાબી થશે. માટે હજી પણ ચેતો. પૈસો દેખી મુનિવર ચળે છે. પૈસાના લોભથી પીગળે નહિ એવા મિત્ર મળી આવવા મુશ્કેલ છે. આપ બધું સમજો છો." ખામોશ રાખીને પિંગલકે તેની બધી વાત સાંભળ્યા કીધી. ત્યારબાદ જરાક હસીને તે બોલી ઉઠયો:–"સંજીવક ગમે તેવો પણ મ્હારો જીગરજાન દોસ્ત છે. અમારી દોસ્તી કદી તૂટવાની નથી. મિત્રના હાથે કાંઇ ભુલ થાય, તો તે આપણે દરગુજર કરવી જોઇએ."

શિયાળ બોલ્યો:–" આપને માણસની પરીક્ષા નથી. તેથીજ આમ કહો છો."

સિંહે જવાબ દીધો:–" પણ આ વાત મ્હને ખરી લાગતી નથી."

શિયાળે સમજણ પાડતાં કહ્યું—"માણસનો સ્વભાવ કદી બદલાય છે ? બદમાશ તે બદમાશજ રહેવાનો. સ્વભાવનું ઓસડ નથી. કૂતરાની પૂંછડીને કોણ સીધી કરી શકે તેમ છે ? ભલા માણસો વગર કહ્યે બીજાનું ભલુંજ કરે છે. મ્હેં તો મ્હારી ફરજ બજાવી છે. હવે આપ નામદારને કાંઈ ઇજા થાય, તો તેમાં મ્હારો કસૂર ગણાશે નહિ." એટલું કહીને તે મુંગો રહ્યો.

"સંજીવક મ્હારી સામે થઈને મ્હને શી ઇજા કરી શકવાનો હતો ?" પિંગલકે પૂછ્યું.

શિયાળે ખુલાસો કર્યો:—"ગમે તેમ પણ એ રહ્યો અજાણ્યો. પરાયો માણસ શું કરશે, અને શું નહિ કરે તેની શી ખાતરી ?"

તે સાંભળીને પિંગલકે શંકા કાઢતાં જણાવ્યું કે:—"સંજીવકને સારૂ મ્હારા મનમાં ખોટો ખ્યાલ કેમજ આવી શકે ? એ મ્હારો નાશ કરવા ઈચ્છે છે, એ હું એકદમ શી રીતે માની શકું ? કાંઇ સાબીતી તો જોઈએને ?"

શિયાળ બોલ્યો:—"વળી સાબીતી બીજી શી જોઇએ છે ? આજેજ સ્હવારે એણે તમને મારી નાંખવાનો મારી આગળ નિશ્ચય કર્યો છે. ખાતરી કરવી હોય, તો જોઇ લેજો એના મ્હોંઢાનો દેખાવ ! તમારી પાસે આવે ત્યારે કરી લેજો એ વાતની ખાતરી. કેવા લાલચોળ ડોળા કરીને એ તમારી સામે ઘુરકે છે તે ! એજ એના નિશ્ચયની સાબીતી." એમ કહીને શિયાળ ત્યાં આગળથી ચાલ્યો ગયો, અને થોડીવારમાં સંજીવકની પાસે આવીને ઉભો રહ્યો. સંજીવકે

તેને જોતાંવારને પૂછયું:-કેમ, મિત્ર ! કુશળ તો છો ને ? દુનિયા કેમ ચાલે છે ?”

શિયાળ બોલ્યોઃ-“હું રહ્યો નોકર માણસ; ‘ચાકરી સબસે આકરી;’ કોઈવાર મજા કરીએ અને કોઇવાર સજા પણ ભોગવવી પડે; કોઇવાર લ્હેર ઉડાવીએ તો કોઈવાર લાત પણ ખાવી પડે. માલીક રીઝે, તો રાચીએ અને ખીજે તો ખત્તા ખાવી પડે, અને ખેદ પામીએ. આ સ્થિતિ છે અમારી, ગરીબનો કોણ બેલી છે, ભાઈ ?’ સંજીવક બોલ્યો:-“આમ કેમ બોલે છે, ભાઈ ?”

“સાંભળ, ભાઇ સંજીવક !” શિયાળે કહ્યું, “હું તને બધી વાત કહીશ. પિંગલક આપણો રાજા છે. આપણા બધાપર એનો અમલ ચાલે છે. માલીકની છુપી વાત ઉઘાડી પાડવી ના જોઈએ. પરંતુ તને રાજાની પાસે લઇ જનારો હું છું. તને કાંઈપણ નુકસાન થાય, તેને માટે હુંજ જવાબદાર ગણાઉં. તેથીજ તારા માથા ઉપર કાંઇ આફ્ત આવી પડતી હોય તો તેની ખબર આપવાની મારી ફરજ છે. પિંગલકને એ વાતની જાણ થાય તો એ મ્હારો જીવ લીધા વગર રહે નહિ. પણ હું તો તને એના ગુસ્સારૂપી આગમાંથી ઉગારવા માગું છું.

“પિંગલકને મ્હારા ઉપર ગુસ્સે થવાનું કાંઇ કારણ ?” સંજીવકે સવાલ પૂછયો.

શિયાળે જવાબ દીધો:-“એ તને મારી નાંખીને તારા માંસની બધાં પ્રાણીઓને ઉજાણી કરાવવાનો છે.”

એ સાંભળીને સંજીવકના તો હોંસકોંસજ ઉડી ગયા, એને મૂર્ચ્છા આવી ગઇ. મૂર્ચ્છા વળી રહ્યા બાદ, તે બોલી ઉઠયોઃ—

"આંધળા આગળ આરસી શા કામની? તેથી શું તે દેખી શકશે? બ્હેરા આગળ શંખ ફુંકવાથી, શું તે સાંભળી શકશે? વાત શી કરો છો? પિંગલક મ્હારો જીવ લેશે! ખરેખર, એને આંખ અને કાન બન્નેનાં વાંધા જણાય છે. એ બ્હેરો તથા મુંગો બની ગયો હોવો જોઇએ. હું એનો મિત્ર થાંઉછું અને તેની એને ખબર નથી!!"

ત્યારે શિયાળે કહ્યુંઃ-"પિંગલકના મ્હોડામાં શાકર છે, પણ એનું હૃદય ઝેરીલું છે. સમાલજે, સંજીવક! સાવધ રહેજે, નહિ તો માર્યો જઈશ."

સંજીવકે ઉંડો નિસાસો મૂકયો. પછી તે બોલ્યોઃ-"હું મરવાને રાજીછું; મોતને હસતે ચહેરે ભેટીશ."

"પિંગલકની તને બ્હીક લાગે છે?" શિયાળે પૂછ્યું.

"ના, હું પિંગલકથી ડરતો નથી," સંજીવકે જવાબ દીધો;

"પણ પિંગલક તો મ્હારો શત્રુ છે, એમ મ્હારાથી મનાય કેમ? એને મ્હારો જીવ લેવો છે! હા, પણ કાંઈ કારણ? કાંઇ મતલબ?"

લુચ્ચા શિયાળે કહ્યુંઃ-"એ જયારે ટટાર ઉભો રહીને પૂંછડી હલાવે, ત્યારે જાણવું કે એ ગુસ્સામાં છે. તું ઘેર જાય ત્યારે તને જોતાં વારને એ પ્રમાણે કરે, તો ત્હારે

ચેતી જવું કે એ હવે મ્હારો જીવ લેશે. ત્હને મરવું ગમે છે, સંજીવક ?"

સંજીવક બોલ્યોઃ-"ના, હું ઘણો સુખી છું; મ્હારે મરવું નથી."

શિયાળ બોલ્યોઃ-"ત્હારે જીવ બચાવવો હોય, તો એકદમ તૂટી પડવું એના ઉપર. સિંહ જો પૂંછડી હલાવે, તો ત્હારે ત્હારાં શીંગડાં નમાવીને એના તરફ ધસી જવું."

"હું નથી ધારતો કે એ મ્હને ઇજા કરે" સંજીવકે કહ્યું.

"ચાલ જઇને ખાતરી કરૂં એકવાર" એમ કહીને તે શિયાળ પાસેથી એકદમ સિંહની ગુફા તરફ જવાને નીકળી પડ્યો.

સંજીવકને ગુફા આગળ આવેલો જોઇને પિંગલક ગભરાઇ ગયો; કેમકે શિયાળે એના મનમાં ઝેર રેડ્યું હતું. સંજીવકની વિરૂદ્ધ એના કાન ભંભેર્યા હતા. સિંહ વિચાર કરવા લાગ્યોઃ-"હું નથી ધારતો કે એ મ્હને ઇજા કરે; છતાં હું સાવધ રહીશ" એમ ધારીને તે ટટાર થયો અને પૂંછડી હલાવવા લાગ્યો.

સંજીવકે એ દીઠું અને નિસાસો નાંખ્યોઃ-"અરેરે ! શિયાળના શબ્દો સાચા ઠર્યા આખરે ! સિંહ જે એક વખત મ્હારો મિત્ર હતો, તે મ્હારો દુશ્મન બન્યો છે હવે. એને મ્હારો જીવ લેવો છે !" તેણે શીંગડાં નમાવ્યાં અને એકદમ ધસારો કર્યો સિંહના તરફ બહાદુરીથી લડતાં લડતાં તે મરણ પામ્યો.

આમ બન્ને જીગરજાન દોસ્તો લડી પડયા અને તેમાંનો એક માર્યો ગયો. કાચા કાનનુંજ એ બધું પરિણામ સમજવું. તેમણે ખોટી સલાહ આપનારની વાત ખરી માની.

સાર:–ડાહ્યા માણસોએ લુચ્ચાઓની વાત લક્ષમાં લેવી નહિ. સમજુ માણસો વિવેકી હોય છે. તેઓ લડાવી મારનારા લુચ્ચા માણસોની ખોટી સલાહથી ઉશ્કેરાઈ જતા નથી, તેમજ અવળે રસ્તે દોરવાતા નથી.

## ૨. ભોળો ગધેડો અને લુચ્ચો શિયાળ.

### (અક્કલ બડી કે ભેંસ ?)

કોઇ એક જંગલમાં કરાલકેસર નામનો એક સિંહ રહેતો હતો. તે એક દિવસ માંદો પડયો. ત્યારે તેણે પોતાના શિયાળ મન્ત્રીને આ પ્રમાણે કહ્યું:–"અરે ભાઇ ! આજે મ્હારાથી બહાર જઈ શકાય તેમ નથી. તું જઇને મ્હારે સારૂ કાંઈક ખોરાક તો લઈ આવ."

તે ઉપરથી શિયાળ એને સારૂ શિકાર લઈ આવવાને નીકળી પડયો. રસ્તે જતાં તેને એક ગધેડો મળ્યો. તેણે ગધેડાને નમનતાઇથી કહ્યું:–"મામા ! નમસ્કાર ! ઘણે દહાડે નજરે પડયા. આવા દુબળા કેમ થઇ ગયા છો ?"

ગધેડાએ જવાબ દીધો:–"ભાણીઆ ! શું કહું ! મ્હારો શેઠ ઘણોજ નિર્દય છે. મ્હારી પાસે સખ્ત મજુરી કરાવે છે; પણ મ્હને ખાવાનાં ફાંફાં પડે છે. હું ધોબીનો ગધેડો છું. મ્હારે સખ્ત બોજા ઉંચકવા પડે છે. મ્હને ઘાસનો

એક પૂળો પણ કોઇ નાંખતું નથી. ઘાસ કપાઇ રહ્યા પછી ધૂળવાળા મુરાડીઆ ખાઈને હું રહું છું. તેથીજ મ્હારા આવા હાલ થયા છે.”

શિયાળ બોલ્યો:–“મામા! અફસોસની વાત છે! આમ શું કરવા દુઃખ વેઠો છો? ચાલો મ્હારી સાથે. મીઠા રસનું ભરેલું સુંદર લીલુંછમ જેવું ઘાસ એક જગોએ છે. ત્યાં આપણે જઇએ. ચાલો, હું તમને બતાવું.”

તે પછી શિયાળ આગળ ચાલ્યો અને ગધેડો તેની પાછળ પાછળ જવા લાગ્યો. એમ કરતાં તે સિંહના મુકામ પાસે આવી પ્હોંચ્યો. ગધેડાને જોતાંવારને સિંહે તેના ઉપર કૂદકો માર્યો. ગધેડાએ તે ધબાકો સાંભળ્યો અને જીવ લઇને નાઠો.

શિયાળ બોલ્યો:–“અરેરે! તમે શું આવા નબળા છો? તમારાથી ગધેડાનો પણ શિકાર થઇ શકતો નથી!”

સિંહ કાંઇપણ બોલ્યો નહિ. તે ઘણોજ ઝંખવાઈ ગયો હતો.

“હું ફરીથી એ ગધેડાને તમારી પાસે લઇ આવીશ,” શિયાળે કહ્યું; “આ વખત એનો શિકાર કરતાં ચુકતા નહિ.”

શિયાળ ફરી ગધેડા પાસે ગયો અને તેને કહેવા લાગ્યો:–“કેમ, મામા! મ્હને કહ્યા વગર નાસી ગયા?”

ગધેડાએ જવાબ દીધો:–“મોટો ધબાકો સાંભળીને હું બીધો.”

શિયાળ બોલ્યો:–"અરે, જાઓ મ્હારા ભાઈ! આમ ધબાકાથી તે બ્હી જવાય? સમજુ માણસ કદી એકલા અવાજથી ડરતા નથી. તમે નહિ આવો, તો હું તમને ઘાસ શી રીતે બતાવી શકીશ?"

ગધેડાએ કહ્યું:–"ચાલો, આવું છું. મ્હને તે જગ્યા બતાવો." એમ કહીને તે ફરીથી શિયાળની સાથે તેજ જગોએ ગયો. આ વખતે સિંહ એનો શિકાર કરવામાં ફાવ્યો. ગધેડાને જોતાંવારને તેણે જોરથી એને પોતાનો પંજો મારીને એના પ્રાણ લીધા. લુચ્ચા શિયાળની વાત લક્ષમાં લીધાથી ગધેડાએ જીવ ગુમાવ્યો. એણે વિચાર કરવાની તસ્દી લીધી નહિ. એજ એની મૂર્ખાઈ. પણ આટલેથીજ વાત પૂરી થતી નથી. શિયાળે પોતાના શેઠને પણ છેતર્યો હતો. સિંહને એણે આ પ્રમાણે છેતર્યો.

ગધેડાને મારીને સિંહ નદીએ નહાવા ગયો. તેના ગયા પછી શિયાળની દાઢ સળકી આવી. મરેલા ગધેડાનું માંસ ખાવાને તે બહુ અધીરો થઈ ગયો તેથી એ ગધેડાના કાન અને કાળજાની ઉજાણી કરી ગયો. સિંહ જ્યારે પાછો આવ્યો, ત્યારે ત્હેણે પૂછ્યું:–

"આ ગધેડાનું કાળજું તથા કાન ક્યાં જતાં રહ્યાં? કેમ જણાતાં નથી."

શિયાળ બોલ્યો:–"હે રાજા! એમ કેમ કહો છો? એને કાન અને કાળજું હતાંજ ક્યારે? કાન કાળજાંવાળો ગધેડો હોય તે વળી બીજીવાર આવે ખરો? એ ગધેડો કાન કાળજા વિનાનો હતો; તેથીજ અહીં મરવાને આવ્યો."

શિયાળનું વચન સિંહને ખરૂં લાગ્યું. બન્ને જણ સાથે બેસીને પેલા ગધેડાનું માંસ ખાઈ ગયા.

સારઃ—હલકા માણસની સોબત કદી કરવી નહિ. જેને જેવો સંગ રંગ પણ તેવો બેસે. ભુંડાની સોબતથી આપણું ભુંડું જ થાય. નીચ માણસો બધાને દગો દે છે. તેમને મન મિત્ર તથા શત્રુ બધાજ સરખા હોય છે. પોતાની મતલબને ખાતર તેઓ ગમે તેવું પાપ કરતાં અટકતા નથી. માટે દુર્જનથી સદા દૂરજ રહેવું.

## ૩. કાગડાનું જોડું અને કાળો નાગ.

(જે કામ બળથી ના થાય તે કળથી થાય.)

એક મોટા ઝાડ ઉપર કાગડાનું જોડું રહેતું હતું. તેમણે તે જગ્યાએ એક સુંદર માળો બાંધ્યો હતો. કાગડી પોતાના ઇંડાં તેમાંજ મુકતી. કાગડીએ એક દિવસ પોતાના ધણીને કહ્યું:—"હવે આપણને સુંદર બચ્ચાં થશે." એ વિચારથી તેઓ બહુ હરખાયાં.

તે ઝાડ ઘણું જુનું હતું. તેની થડમાં ઉંડો ખાડો પડયો હતો. એક ઝેરી નાગ ત્યાં આવી પહોંચ્યો. તેણે એ થડના ખાડામાં પોતાનું દર બનાવ્યું. તેમાં તે રોજ પડી રહેતો. એક દિવસ કાગડો અને કાગડી જ્યારે બ્હાર ગયાં, ત્યારે પેલો નાગ પોતાના દરમાંથી બહાર નીકળ્યો; અને કાગડાના માળામાંથી તેમનાં બચ્ચાં કાઢી લીધાં અને ખાઈ ગયો.

કાગડો અને કાગડી જ્યારે પાછાં આવ્યા, ત્યારે તેમણે માળામાં બચ્ચાં દીઠાં નહિ. પોતાનાં બચ્ચાંને ખોવાઈ ગએલાં જોઇને તેમને બહુ દુઃખ થયું. કાગડીએ ફરી બીજાં ઇંડાં

મુકયાં, ત્યારે તે બોલી:–"હવે આપણને બીજાં બચ્ચાં થશે." બન્ને જણાં ફરી પાછાં ખુશ ખુશ થઈ ગયાં. પણ તેમનો હરખ ઝાઝીવાર રહ્યો નહિ. નાગ ફરી પાછો આવ્યો અને તેમનાં બચ્ચાં ચોરી ગયો.

કાગડો અને કાગડી વિચાર કરવા લાગ્યાં:–"હવે આપણે શું કરવું ? ગમે તેમ કરીને આ નાગને હાંકી કાઢવો જોઈએ, નહિ તો એ હંમેશાં આપણાં બચ્ચાં તાણી જશે. એ અહીં હશે ત્યાંસુધી આપણું એક પણ બચ્ચું કદીએ સલામત નહિ રહી શકે. ચાલો આપણે પાસેના ઝાડ આગળ રહેનારા શિયાળની સલાહ લઈએ." આખરે બન્ને જણા તે શિયાળની પાસે ગયા, અને તેને પોતાની સઘળી હકીકત કહી. તે સાંભળીને શિયાળ બોલ્યો:–"ભાઇ ! આમ દીલગીર શું કામ થાઓ છો ? ઘણીવાર જે કામ બળથી થતું નથી, તે કળથી થાય છે. લુચ્ચાની સાથે લુચ્ચાઇ કરીએ, તોજ ફાવીએ. આ નાગની સાથે પણ એવીજ કળા વાપરીશું, તો એનો નાશ થઇ શકશે."

કાગડાએ પૂછ્યું:–"ભાઇ ! એ નાગનો કયા ઉપાયવડે નાશ થશે, તે મ્હને કહો."

શિયાળે કહ્યું:–"આ શહેરમાં એક રાજાની કુંવરી રહે છે. તે રોજ પોતાની વીંટી આંગળીપરથી કાઢી નાંખીને બહાર મુકે છે; અને પછી ન્હાય છે. એ કુંવરી ન્હાવા બેસે, ત્યારે એની વીંટી તું તારી ચાંચમાં ઉપાડી લઇ આવજે અને પેલા નાગના દર આગળ નાંખી દેજે. એટલે ત્હને ચાંચમાં વીંટી સાથે ઉડી જતો જોઇને, રાજાના સિપાઇઓ

ત્હારી પાછળ પાછળ આવશે. નાગની પાસેથી તે વીંટી જડી આવશે. અને તરતજ તેઓ એને પૂરો કરી નાંખશે."

કાગડાએ બરાબર એ પ્રમાણે કર્યું. તેણે પોતાની ચાંચમાં વીંટી ઉપાડી લાવીને નાગના દર આગળ નાંખી દીધી.

રાજાના સિપાઈઓ થોડી વારમાં ત્યાં આવી પહોંચ્યા. તેમણે નાગના દર આગળ તે વીંટી દીઠી. નાગ પણ તે વખતે ફેણ ઉંચી કરીને ત્યાંજ પડી રહ્યો હતો. પછી તો પૂછવુંજ શું ? સિપાઈઓએ તરતજ પોતાની તરવારવડે એને ઝબે કરી નાંખ્યો. નાગના કકડે કકડા થઇ ગયા.

સારઃ–ગમે તેવું અઘરૂં કામ પણ યુક્તિથી પાર પડે છે. કહેવત છે કે, અક્કલ બડી કે ભેંસ ? બુદ્ધિબળ આગળ અશક્ય જેવું કાંઇ નથી. આફતમાં હિંમત હારવી નહિ. ખંત અને ટેક હશે, તો ઉપાય ધીમે ધીમે સૂઝી આવશે.

## ૪. હાજર જવાબી શાહુકાર.

એક વખત એક શાહુકારની દોલત ખલાસ થઇ ગઇ. એથી તેણે પરદેશમાં જઇ વેપાર કરવાનો નિશ્ચય કર્યો. જતાં પહેલાં તે પોતાના મિત્ર પાસે ગયો, અને તેને આ પ્રમાણે કહ્યું:–"મ્હારી પાસે એક હજાર લોઢાનાં કાટલાં છે. તે હું તમારે ત્યાં મુકી જાઉં, તો ત્હમે સાચવી રાખશો ?"

શાહુકારના મિત્રે ધાર્યું કે પરદેશ જનારા કયારે પાછા આવે છે ? એ કાંઇ પાછો આવવાનો નથી; માટે કાટલાં રાખી પાડીશું, તો આપણાં થઇ જશે. એ વિચારથી ત્હેણે કાટલાં રાખવાની હા કહી. શાહુકાર કાટલાં એને ત્યાં મુકીને પરદેશ ગયો.

ઘણે દહાડે તે પાછો આવ્યો, ત્યારે પોતાના મિત્રની પાસે ગયો. અને કાટલાંને માટે પૂછવા લાગ્યો કેઃ—"ક્યાં છે મ્હારાં કાટલાં ? મ્હારે હવે જોઇએ છે."

એનો મિત્ર પાકો ઠગ હતો. એને કાટલાં પચાવી પાડવાં હતાં. તેથી શાહુકાર પાછો કાટલાં લેવા આવ્યો, તે એને ગમ્યું નહિ. એણે વિચાર કર્યો કે મ્હેં આટલા દિવસ કાટલાં રાખ્યાં છે, તો હવે પાછાં નહિજ આપવાં. એટલા માટે એણે કહ્યું કેઃ—"કાટલાં તો ઉંદર ખાઇ ગયા !"

શાહુકાર કાંઇપણ બોલ્યો નહિ. પણ તે તરત ચેતી ગયો કે, મ્હારા મિત્રે મ્હને છેતર્યો છે. ઉંદર તે વળી લોઢાનાં કાટલાં ખાતા હશે ? આ શું બોલે છે ? એવું તે કાંઈ હોય ? એની દાનત બગડી છે. માટે યુક્તિથી તે ઠેકાણે લાવવી. કહેવત છે કે, થાય તેવા થઇએ તોજ ગામ વચ્ચે રહીએ. મ્હારે પણ એની કળા એના ઉપર અજમાવવી. એમ સમજીને તે ગુપચુપ પોતાને ઘેર ચાલ્યો ગયો. એના મિત્રને એક નાનો છોકરો હતો. તે એને ઘણો વ્હાલો હતો. શાહુકારે એક દિવસ પોતાના મિત્ર પાસે જઇને ત્હેને કહ્યુંઃ—"આજે ત્હમારા છોકરાને મ્હારી સાથે મોકલો. મ્હારે એને કેટલીક રમત બતાવવી છે." છોકરાને પણ જવાનું મન હતું, તેથી બાપની રજા લઈને તે એની સાથે ગયો. શાહુકાર તે છોકરાને બીજા કોઇના ઘરમાં મુકી આવ્યો. અને ત્યાં એને રમવાને રમકડાં આપ્યાં. પણ ત્હેને પાછો પોતાના બાપને ઘેર મોકલ્યો નહિ. આખરે ત્હેનો બાપ અધીરો થઇ ગયો અને શાહુકારની પાસે આવીને પૂછવા લાગ્યોઃ—"ક્યાં છે મ્હારો છોકરો ?"

શાહુકારે ઠંડે પેટે જવાબ દીધો:—"એને તો પક્ષી પાંખમાં ઘાલીને ઉપાડી ગયું."

એના મિત્રે કહ્યું:—"વાત શી કરો છો ? પક્ષી તે વળી છોકરાને ઉપાડી જઈ શકતું હશે ?"

શાહુકારે એની ચાલાકી એના ઉપરજ ચલાવી અને કહ્યું કે:— 'ભાઈ ! ઉંદર જો લોઢાનાં કાટલાં ખાઈ જાય, તો પક્ષી પણ છોકરાને ઉપાડી જઈ શકેજ."

એનો મિત્ર હસી પડયો. "હા ભાઈ હા ! સમજ્યો; તમે મ્હારી મજાક કરો છો. ત્હમારાં કાટલાં મ્હારી પાસે છે તો ખરાં. હું તો ત્હમારૂં પાણી જોતો હતો. મ્હારે કાંઈ પચાવી પાડવાં ન્હોતાં."

શાહુકાર બોલ્યો:—"હજીયે વખતસર સમજ્યા છો. હું પણ ત્હમારૂં પારખું જોતો હતો. મ્હને જો મ્હારાં કાટલાં મળશે, તો ત્હમને ત્હમારો છોકરો કેમ નહિ મળી શકે ?'

સાર:—થાય તેવા થઈએ, તોજ ગામ વચ્ચે રહીએ. લુચ્ચા સંગાથે લુચ્ચાઈ કર્યા વિના ફતેહ મળતી નથી.

## ૫. સમયસૂચકતા.

પંડિતે રાજકુંવરોને કહ્યું:—"આ વાર્તાઓમાં તમને સમજણ તો પડતી હશેજ. આપણા માથા ઉપર જ્યારે આફત આવી પડે, ત્યારે આપણે ગભરાઈ જવું નહિ. પણ ધીરજ રાખીને શાન્તિથી તે આફતમાંથી બચવાનો ઉપાય શોધી કાઢવો. એ ગુણને સમયસૂચકતા કહે છે. ખામોશ અને ખંત વિના સમયસૂચકતા રહેતી નથી. સમયસૂચકતાથી એક વાંદરો મગરના હાથે મરતો બચ્યો હતો."

"તે વળી કેવી રીતે ?", રાજકુંવરોએ પૂછ્યું.

વિષ્ણુશર્માએ નીચે પ્રમાણે વાત કહેવા માંડીઃ—

## વાંદરો અને મગર.

કોઇએક સમુદ્રને કિનારે જાંબુનું ઝાડ હતું. તેના ઉપર એક રકતમુખ નામનો વાંદરો રહેતો હતો.

એક દિવસ એ રક્તમુખે એક ઘરડા મગરને દીઠો. તે એના ઝાડની પાસેજ પડી રહ્યો હતો. એને જોઈને રકતમુખે કહ્યું:—"ભલે પધાર્યા ! તમે મ્હારા ઘરને આંગણે આવ્યા છો, માટે મ્હારા મહેમાન છો. હું તમને જોઈને ઘણો ખુશી થયો છું. લ્યો, આ ગળ્યાં શાકેર જેવાં જાંબુ હું આપું છું, તે ખાઓ."

એમ કહીને તેણે થોડાંક જાંબુ મગરને આપ્યાં. મગરને તે બહુ ભાવ્યાં. જાંબુ ખાવાની લાલચથી રોજ મગર ત્યાં આગળ આવવા લાગ્યો. બન્ને જણા સાથે બેસતા, વાતચીત કરતા અને જાંબુ ખાયાં કરતા. જાંબુ ખાઇ રહીને, મગર પાછો પોતાને ઘેર જતો. નદીમાંજ તેનું ઘર હતું.

એક દિવસ મગર પોતાને ખાતાં વધેલાં થોડાંક જાંબુ પોતાની સ્ત્રીને માટે ઘેર લઇ ગયો. તેને પણ એ જાંબુ ઘણાંજ ભાવ્યાં. તેની દાઢમાં એને સ્વાદ રહી ગયો. તેથી તે બોલી:—

"આવાં ફળ મ્હારે સારૂ રોજ લાવ્યાં કરો, તો કેવું સારૂં ?" તે ઉપરથી રોજ મગર પોતાની સ્ત્રીને માટે જાંબુ લઈ જતો, અને તેને આપતો. એક દિવસ તેની સ્ત્રીએ પૂછ્યું:—

"આવાં અમૃત જેવાં મીઠાં ફળ તમે ક્યાંથી લાવો છો ?"

મગરે જવાબ દીધોઃ–"નદી કિનારે એક ઝાડ છે. તેના પર એક મ્હારો વાંદરો મિત્ર રહે છે. તેની પાસેથી હું આ ફળ લાવું છું."

"ત્યારે એ વાંદરો પણ આ ફળ ખાતોજ હશે," તેની સ્ત્રીએ ફરી સવાલ કર્યો.

મગર બોલ્યોઃ–"હા, એતો એના ઉપરજ રહે છે; રોજ બધાં બહુયે ખાતો હશે."

તેની સ્ત્રીએ કહ્યુંઃ–"ત્યારે તો આવાં અમૃત જેવાં ફળનોજ એનો કોઠો બંધાયો હશે. તો પછી એનું કાળજું કેટલું બધું સ્વાદિષ્ટ હશે ? ખરેખર ખાવા લાયકજ હોવું જોઈએ. મ્હને એનું કાળજું નહિ લાવી આપો ?"

મગર ગુસ્સે થઈને બોલ્યોઃ–"અરે વાહ ! કાળજું તે વળી શી રીતે લાવું ? એ તો મ્હારો મિત્ર થાય છે. મિત્રને મ્હારાથી કેમ મરાય ?"

તેની સ્ત્રીએ હઠ લીધીઃ–"બોલો લાવી આપવું છે કે નહિ ? કાળજું લાવી આપશો નહિ, તો હું જીવતી નહિ રહું. મિત્રનો જીવ બચાવવા જતાં, તમને સ્ત્રી હત્યાનું પાપ લાગશે."

મગર આખરે લાચાર થઈને વાંદરા પાસે ગયો. રક્તમુખ તે વખતે ઝાડ ઉપર બેઠો હતો. બહુજ દયામણું મ્હોં રાખીને મગર ત્યાં આગળ પડી રહ્યો હતો.

"આજે કેમ આવા દીલગીર દેખાઓ છો ?"

મગર બોલ્યો:–"અરે કાંઇ નહિ, જવા દો એ વાત!" એમ કહીને તેણે ઉંડો નિસાસો નાંખ્યો.

વાંદરાએ કહ્યું:–"એમ ગુંચવાઓછો શું કરવા? જે હોય તે બેલાશક કહો. હું તમારો મિત્ર છું. એકબીજાને મુશ્કેલીમાં મદદ કરે નહિ, તે મિત્ર શા કામના?"

મગર બોલ્યો:–"હા ભાઈ! તમે મદદ કરી શકો તેમ છો. આ તો સાધારણ વાત છે. મ્હારી સ્ત્રી મ્હારી સાથે રીસાઇ છે. તમારાં જાંબુ એને બહુ ભાવે છે. હું એને માટે ઘણું ખરૂં અહીંથીજ લઇ જાઉં છું. આજે એણે મ્હને પૂછયું:– "આવાં સુંદર ફળ તમે કયાંથી લાવો છો? મ્હેં ત્હમારૂં નામ દીધું. ત્યારથી એ હઠ લઇ બેઠી છે. આવાં ફળ જે ત્હમને રોજ આપે છે, તેને તમે કદી અંહી બોલાવી લાવતા પણ નથી! હમણાંજ બોલાવી લાવો; નહિ તો હું ત્હમારી સાથે બોલીશ નહિ. ભાઇ! એથી હું મુંઝાઉં છું."

વાંદરાએ જવાબ દીધો:–"પણ તમે તો નદીમાં રહો છો. ત્યાં હું આવી શી રીતે શકીશ? મ્હને તરતાં આવડતું નથી."

મગર બોલ્યો:–"બેસી જજો મ્હારી પીઠપર; હું તમને સુખરૂપ લઈ જઇશ."

વાંદરાએ તેના વચન પર વિશ્વાસ રાખ્યો. તે મગરની પીઠ પર ચઢી બેઠો. પછી તેઓ નદીમાં દાખલ થયા.

જમીન ઉપર મગર ધીમે ધીમે ચાલતો હતો, પણ પાણીમાં ત્હેણે સપાટા બંધ તરવા માંડયું. એથી વાંદરાને ઘણી બ્હીક લાગી અને તે બોલી ઉઠયો:–"ભાઇ! ધીરે ધીરે ચાલ. પાણીના મોજાંઓથી મ્હારૂં આખું શરીર પલળી ગયું."

તે સાંભળીને મગરે વિચાર કર્યો કે, આ વાંદરો હવે અથાગ પાણીમાં આવી લાગ્યો છે. તેથી મ્હારા કબજામાંથી એ હવે છુટો થઇ શકે તેમ નથી. માટે લાવ એને ખરી હકીકત કહું. એ વિચારથી ત્હેણે કહ્યું:–"મિત્ર ! તું હવે ઈશ્વરનું સ્મરણ કરી લે. મ્હારી સ્ત્રી ત્હને મારી નાંખવાની છે."

વાંદરાને બ્હીક તો ઘણી લાગી હતી, છતાં તે હિંમત હાર્યો નહિ. તેણે સમયસૂચકતા રાખીને પૂછ્યું:–"ત્હારી સ્ત્રી મ્હને શા માટે મારી નાંખશે ?"

મગર બોલ્યો:–"મ્હારી સ્ત્રીએ તમારાં જાંબુ ખાધાં હતાં. તે એને બહુ ભાવ્યાં. એ જાંબુ તમે આપ્યાં હતાં, તે પણ એ જાણતી હતી. તેથી એણે કહ્યું:–'એ જાંબુ આપનારો પણ જાંબુના જેવોજ ખાવા લાયક હશે. એને મ્હારી પાસે લઇ આવો. મ્હારે એનું કાળજું ખાવું છે ત્હમે જો એને અંહિ નહિ લઇ આવો, તો હું મરી જઈશ. હવે શું કરવું ? જો હું તમારો જીવ ઉગારૂં છું, તો મારી સ્ત્રી મરણ પામે છે. તેથી હું ત્હમને એની પાસે લઇ જાઉં છું."

"અરે, જાઓ મ્હારા ભાઈ!" વાંદરાએ જવાબ દીધો. "એમાં શી વીસાત છે ? પણ પહેલેથીજ એ વાતનો ખુલાસો કરવો હતો ને ? મ્હેં તો મ્હારૂં કાળજું જાંબુડીની બખોલમાં મુકી રાખ્યું છે. મ્હારી સાથે તો ફકત મ્હારૂં હૃદયજ લેતો આવ્યો છું."

મૂર્ખ મગર બોલ્યો:–"ત્હમારા કાળજા વગર તો નહિ ચાલે; મ્હારી સ્ત્રી તોફાન મચાવશે. ચાલો, આપણે જઈને લઈ આવીએ." એથી તેઓ પાછા ફર્યા અને થોડી

વારમાં જાંબુડી આગળ આવી પહોંચ્યા. વાંદરો ઝટ કરતો ઝાડ ઉપર ચઢી ગયો. "કાળજું કયાં છે ?" નીચેથી મગરે પૂછયું.

વાંદરો બોલ્યો:—"અરે હૈયાફૂટા ! તું ત્હારૂં કાળજું કયાં રાખે છે ? ત્હારા શરીરમાં કે બીજી કોઇ જગ્યાએ ? મ્હારૂં કાળજું તો હંમેશાં હોય છે તેમ મ્હારા શરીરમાંજ છે; તે ત્હારી વહુને માટે વાળુ કરવાને આપી શકાય તેમ છે નહિ. મ્હેં મોટી ભૂલ કીધી કે ત્હારા જેવા નિર્દય પ્રાણીના ઉપર વિશ્વાસ રાખ્યો."

સારઃ—આ પ્રમાણે સમયસૂચકતાથી વાંદરાએ પોતાનો જીવ બચાવ્યો. સમય સૂચકતાથી એમ પોતાના તેમજ બીજાના જાન માલનું રક્ષણ થઈ શકે છે.

## ૬. લુચ્ચો બગલો અને ચાલાક કરચલો.

કોઇ એક સરોવરમાં એક લુચ્ચો ઘરડો બગલો રહેતો હતો. તે ઘણો આળસુ હતો. એથી તે માંછલાં પકડવાની તસ્દી લેતો નહતો.

"હું આ સરોવરની પાળ ઉપર ઉભો રહીશ; અને એકાદ માંછલું તો અંહી આગળ આવ્યા વિના રહેશે નહિ." એમ તે ધારતો. તે ઘણો ભૂખ્યો થઇ ગયો હતો. છતાં કાંઇ ખાવાનું હાથ લાગ્યું નહિ. એથી તે ઘણો દીલગીર થઈ આંખમાંથી આંસુ પાડવા લાગ્યો.

આખરે માછલાંએ તેને દીઠો, ત્યારે પૂછયું:—"મામા ! આજે આટલા બધા ઉદાસ કેમ દેખાઓ છો ? અમારામાંથી કોઈને પકડતા પણ નથી ! તમને શું દુઃખ થયું છે ?"

બગલો બોલ્યોઃ—"અફ્સોસ! અફ્સોસ! બહુ દીલગીરીની વાત છે. તમને કહેતાં મ્હારી જીભ પણ ઉપડતી નથી. આજે તમારાં બધાંયનું મોત છે. થોડીવારમાં એક માછી આવશે અને તમને પકડી જશે. પછી હું શું કરીશ? મ્હારૂં ગુજરાન કેમ ચાલશે?"

માછલાંઓએ કહ્યું:—"એમ કેમ કહો છો? મામા! તમે તો બહાદુર અને ચાલાક છો. માછી આવે ત્યારે તેને મારીને કાઢી મુકજો."

બગલાએ કહ્યું:—"હું શી રીતે કાઢી મુકીશ? હું તો ઘરડો થઇ ગયો છે. મ્હારાથી એની સાથે લઢાશે નહિ. એ જરૂર આવીને તમને પકડી જશે."

માછલાંઓએ કહ્યું:—"ત્યારે શું તમે અમને નહિ ઉગારો? અમે પકડાઇ જઇશું, તો તમારે ભૂખે મરવું પડશે. અમને બચાવશો, તોજ તમને ખાવાનું મળશે."

બગલો બોલ્યોઃ—"તમને હું શી રીતે બચાવું?"

"અમને બીજે કોઇ ઠેકાણે લઇ જાઓ," બધાં માછલાંઓએ કહ્યું.

તે ઉપરથી બગલોમામો એક પછી એક બધાં માછલાંઓને ચાંચમાં ઘાલીને લઇ ગયો. પણ એ તેમને કોઇ તળાવ કે સરોવરમાં લઇ ગયો નહિ. એ તેમને ખડક આગળ લઇ ગયો અને ત્યાં તેમને તડકામાં સૂકવવા મુકયાં.

"હવે મ્હને ઘણા દિવસ સુધી ખાવાનું મળ્યાં કરશે." એ વિચારથી બગલો હરખાયો.

તે પાછો સરોવર આગળ ગયો, ત્યારે એક કરચલાએ ત્હેને પૂછ્યુંઃ—"બધાં માછલાંઓ કયાં જતાં રહ્યાં?"

બગલાએ કહ્યું:–"થોડીવારમાં એક માછી અહીં આવી પહોંચશે, અને તે તળાવમાંહેના તમામ માછલાંઓને પકડી જશે."

"કરચલાઓને પણ શું તે પકડશે ખરો?" તે કરચલાએ પૂછ્યું.

બગલો બોલ્યો:–"ત્હેના હાથમાં જે કાંઇ આવશે તે એ પકડશે."

કરચલો બોલ્યો:–"ત્યારે તો મ્હને પણ તમે જ્યાં બધાં માછલાંઓને મૂકી આવ્યા, ત્યાં આગળ લઇ જાઓ."

બગલાંએ તે કરચલાંને ઉંચકવાને પોતાની ચાંચ ઉઘાડી. તે કરચલો પણ કાંઇ કાચો નહતો. ચાલાક અને ઉસ્તાદ હતો. તે બોલ્યો:–"એમ નહિ, બગલા મામા! હું બહુ મોટો હોવાથી ત્હમારી ચાંચમાં નહિ મ્હાંઉ. હું મ્હારા નખવાળા પગ વડે ત્હમારી ગરદન આસપાસ લટકી રહીશ."

બગલાએ તેને એ પ્રમાણે કરવા દીધું. પછી તેને લઈને પોતે ઉડી ગયો.

કરચલાંએ એકાએક નીચે નજર કરી. તેણે બધાં માછલાંઓને તડકામાં સૂકાતાં દીઠાં. તેણે નિસાસો નાંખ્યો:– "અફસોસ! બહુ ખોટું થયું. મ્હેં આ ઘાતકી પ્રાણીનો ભરોસો કર્યો. એ હવે મ્હને પણ માંછલાંઓની માફક મારી નાંખશે." પણ તે હિંમત હારી ગયો નહિ. સમયસૂચકતા રાખીને તે બોલ્યો:–"મામા! તમે મ્હારા જાત ભાઈઓને બચાવશો?"

"હા, બેશક બચાવીશ." બગલાએ જવાબ દીધો.

કરચલાએ કહ્યું:–"ત્યારે ચાલો, પાછા સરોવર જઈએ. મ્હારા જાતિ ભાઈઓ કયાં છે, તે હું ત્હમને બતાવું." બગલો પાછો ફર્યો, અને ઝટ સરોવર આગળ આવી પહોંચ્યો. ત્યારે લાગ જોઈને કરચલો બોલ્યો:–"મામા ! આ રહ્યા મ્હારા જાતિભાઈઓ સરોવરને તળીયે" એમ કહીને ત્હેણે પોતાના અણીદાર નખ વડે તે બગલાની કોમળ ડોક કાપી નાંખી. બગલો મરણ પામ્યો; અને કરચલો નીચે પાણીમાં પડયો.

સાર:–આમ સમયસૂચકતા રાખવાથી કરચલો જીવતો રહ્યો.

## ૭. સિંહ અને સસલું.

કોઈએક જંગલમા ભાસુરક નામે સિંહ રહેતો હતો. તે ઘણો બળવાન હતો. રોજ ઘણાં જાનવરોના જીવ લીધા વગર તે જંપતો નહિ. તે ઉપરથી બધાં જનાવરો ભેગાં મળીને એની પાસે જઇને કહેવા લાગ્યાં:–"અમે દરરોજ અક્કેક જનાવર ત્હમને મોકલી આપીશું."

સિંહે તે વાત કબૂલ રાખી.

આખરે એક વખત એક શશલાંનો વારો આવ્યો. તે ઘણો ચાલાક તથા બુદ્ધિશાળી હતો. જાણી જોઇને તે એની પાસે બહુ મોડો ગયો. સિંહ ભૂખના દુ:ખથી બ્હેબાકળો થઈ ગયો હતો. શશલાંને આવતો જોઇને તે એકદમ ક્રોધ કરીને કહેવા લાગ્યો:–"હરામખોર ! તું આટલો બધો મોડો કેમ આવ્યો ? આજે ત્હને મારીશ અને તે સાથે જંગલનાં બીજાં બધાં જનાવરોને પણ મારી નાંખીશ."

તે શશલો કાલાવાલા કરતો કહેવા લાગ્યો:–"એમાં મ્હારો વાંક નથી. રસ્તે થઈને આવતાં બીજા એક સિંહે મ્હને રોકી રાખ્યો હતો. ત્હેણે કહ્યું:–'આ વન તો મ્હારૂં છે. તમે રોજ ભાસુરકને કેમ અક્કેકું જનાવર મોકલી આપો છો ? ભાસુરક તો ચોર છે.' એમ કહીને તે મ્હને આવવા દેતો ન હતો. તેમ છતાં હું જેમ તેમ કરીને અંહી નાસી આવ્યો છું."

તે સાંભળીને ભાસુરક બોલી ઉઠયો:–"એમ હોય તો તે સિંહ મ્હને ઝટ દેખાડ. હું ત્હેનો જીવ લીધા વગર નહિ રહું."

શશલાએ ત્હેને વધારે ઉશ્કેરવાની મતલબથી કહ્યું:– "અરે, એ સિંહ તો આપના કરતાં વધારે બળવાન છે. અને પાછો કિલ્લામાં ભરાઇ રહ્યો છે. માટે આપના હાથમાં આવવો મુશ્કેલ છે."

ભાસુરક વધારે ગુસ્સે થઇને બોલ્યો:–"એ બધી વાત જવા દે. એકવાર મ્હને એ કયાં છે તે બતાવ. પછી તું જોજે કે હું એનો નાશ કરૂં છું કે નહિ."

શશલાએ કહ્યું:–" એમ હોય તો ચાલો. હું આપને બતાવું," એમ કહીને શશલો ત્હેને એક કૂવા આગળ લઇ ગયો અને કહેવા લાગ્યો:–"મહારાજ ! આપને આવતા જોઇને એ સિંહ આ કિલ્લાની અંદર ભરાઈ ગયો છે." તે મૂર્ખ સિંહે કૂવાની અંદર નજર કરી તો પોતાનોજ પડછાયો તેમ જોવામાં આવ્યો. એણે જાણ્યું કે આજ મ્હારો દુશ્મન સિંહ છે. તેથી એ જોરથી ગર્જના કરવા લાગ્યો. પાણીમાં તેને

પડઘો પડ્યો. બમણા જોરથી સામી ગર્જના થઇ. સિંહે જાણ્યું કે આ મ્હારી સામુંજ ગર્જના કરે છે. તેથી એણે ખીજવાઇને એકદમ તે કુવાની અંદર છલંગ મારી. પાણીમાં પડ્યો અને મરી ગયો. શશલાંની આ ચાલાકીને માટે બધાં પશુઓએ ત્હેને શાબાશી આપી.

સારઃ—શશલાંએ પણ અક્કલ વાપરીને સમયસૂચકતાથી પોતાનો જીવ બચાવ્યો.

## ૮. ટીટોડો અને મહાસાગર.

મગરૂર બનવામાં સાર નથી. શેરને માથે સવાશેર હંમેશાં હોયછેજ. સામા માણુસની સત્તાનો ખ્યાલ પહેલો કરવો જોઇએ. બળીયા સાથે બાથ ભીડવી એ બેવકુફ માણુસનું લક્ષણ છે. રાજા કેન્યુટે સમુદ્રની સત્તા સ્વીકારી ન્હોતી. સમુદ્રનાં મોજાં આવતાં રહેતાં હતાં, તે વખતે સમુદ્ર કિનારે એ પોતાની ખુરશી નંખાવીને બેસી રહ્યો હતો. આખરે હેરાન થઇને એને તે જગ્યાએથી ઉઠી જવું પડ્યું હતું. એવીજ સ્થિતિ એક ટીટોડા અને ટીટોડીની થઈ હતી. તેઓ દરિઆ કિનારે રહેતાં હતાં.

ટીટોડીએ પોતાના ધણીને પૂછ્યુંઃ—"આપણે આપણો માળો કઈ જગ્યાએ બાંધીશું ?"

ટીટોડો બોલ્યોઃ—" ક્યાં તે વળી અહીંઆંજ દરિયા કિનારા પર."

ટીટોડી બોલીઃ—" આ તો દરીઆની બહુ પાસે છે. દરિયાનાં મોજાંથી આપણો માળો ઘસડાઇ જશે."

ટીટોડાએ કહ્યું:–"દરિઆના શા ભાર કે આપણો માળો ઘસડી જાય ? આપણે ખુબીથી માળો બાંધીશું. દરિઆની મગદુર નથી કે તેમાં પ્રવેશ કરી શકે."

એથી ટીટોડાએ મમત કરીને દરિયા પાસેની ઝાડીમાં પોતાનો માળો બાંધ્યો. થોડીવારમાં તોફાની પવન ફુંકાવા લાગ્યો. દરિયાનાં મોજાં ખુબ જોસથી ઉછળવા લાગ્યાં. આખરે જોસબંધ છાલકો આવવાથી, તેમનો માળો પાણીમાં ઘસડાઈ ગયો.

ટીટોડી બોલી ઉઠી:–"લેતા જાઓ ! જોયું ? બળીયાના બળનો ખ્યાલ નહિ કરવાનું પરિણામ ?"

સારઃ–"હિત કહ્યું સૂણે ન કાંઈ તે બધિર સરખો જાણવો,
સારૂં માઠું ન સમજતાને પશુ સમજી કાઢવો."

## ૯. ત્રણ માછલીની વાત.

કોઇ એક તળાવમાં ત્રણ માછલીઓ રહેતી હતી. દેખાવમાં તેઓ એકસરખીજ દીસતી હતી. પણ ત્રણેના રસ્તા ન્યારા હતા. સ્વભાવમાં તેઓ એકબીજાથી બહુ જૂદી પડતી હતી.

પહેલી માછલી ઘણી ઉદ્યોગી હતી. તે આખા તળાવમાં બધે ફરી વળતી. તળાવમાં કયે ઠેકાણે શું આવ્યું છે તેની એ ઉદ્યોગી માછલીને ખબર રહેતી. તે ઘણીજ ચાલાક અને લાંબી પહોંચવાળી માછલી હતી. તે હંમેશાં પાણી પહેલાં પાળ બાંધતી. ફક્ત વિચાર કરીને બેસી રહેતી નહિ. પણ ઝટ તેને અમલમાં મૂકતી.

બીજી માછલી પણ કાંઇ સુસ્ત નહોતી. તે નિત્ય પાણીમાં તરતી અને મજા કરતી. પણ તે પેલી ઉદ્યોગી માછલીના જેવી લાંબી પહોંચવાળી નહતી. ભવિષ્યનો વિચાર અગાઉથી કરતી નહિ. થશે ત્યારે જોઈ લેવાશે; પડશે ત્યારે દેવાશે એમ સમજીને જેવો વખત તે પ્રમાણે વર્તતી. નંબર ત્રીજાની માછલી એ બન્નેથી તદ્દન જુદાજ સ્વભાવવાળી હતી. તે ઘણીજ જડબુદ્ધિની, આળસુ તથા ઢેચલ હતી જ્યાં પડી હોય ત્યાંજ પડી રહેતી. તેને કાંઇપણ કામ કરવું ગમતું નહિ. ખરેખરી ભુખી થાય, ત્યારેજ તે મ્હોં આગળ જે કાંઈ પડયું હોય તે ખાઈ લેતી. તે આગ લાગ્યા પછી કૂવો ખોદવા બેસે તેવી હતી.

એક દિવસ બે માછીમારો તે તળાવ આગળ આવી પહોંચ્યા. તેઓ માંહોમાંહ્ય કહેવા લાગ્યાઃ–

"આવતી કાલે આપણે આ તળાવમાં જાળ નાંખીશું. પાણી પણ થોડું છે, એટલે ખુબ માછલાં હાથ લાગશે."

તે સાંભળીને પહેલા નંબરની માછલીએ બધાં માછલાં-ઓને બોલાવીને કહ્યુંઃ–"પેલા માછીઓએ શું કહ્યું તે તમે સાંભળ્યું ? કાલે તેઓ અહીં જાળ નાંખવાના છે. તો આપણે રાતનાજ કોઇ પાસેના તળાવમાં ચાલ્યા જઇએ."

ત્રીજા નંબરની માછલી બોલી ઉઠીઃ–"હાહા, સાંભળ્યું. એમાં શું થઈ ગયું ? માછીઓ ભલે આવે. આપણા નશીબમાં જો જીવતા રહેવાનું હશે, તો કોઇ આપણને અંહિ પણ મારી શકે તેમ નથી. અને આપણા નશીબમાં મરવાનુંજ નક્કી હશે, તો જ્યાં જઈશું ત્યાંથી પણ પકડાઇશું. માટે આપણે તો કાંઇ જતા નથી."

પહેલા નંબરની માછલીએ ગુસ્સે થઇને કહ્યું:–"વાત શી કરે છે? હાથે કરીને મરવું છે? હું તો મ્હારે આ ચાલી." એમ કહીને તે ત્યાં આગળથી તરતી તરતી બીજા તળાવમાં જતી રહી. એવામાં એકાએક ત્યાં આગળ સૂર્યનું અજવાળું થયું. માછીઓ આવી પહોંચ્યા. તેમનાં પગલાંનો અવાજ સાંભળીને બીજા નંબરની માછલી પણ ગભરાઇ ગઇ. તેણે વિચાર્યું કે "હવે મ્હારે પણ જવું જોઇએ." તે એકદમ જીવ લઇને નાઠી, ને પાસેના તળાવમાં સહીસલામત પહોંચી ગઇ.

ત્રીજા નંબરની માછલી તો સુસ્ત થઇને પડીજ રહી હતી. ત્હેણે વિચાર કર્યો કે "માછીને એકવાર જાળ તો નાંખવા દો; પણ જાળ બાળ કોઇ નાંખવાનું નથી. એ તો ખોટી વાત." એમ ધારીને તે ત્યાંની ત્યાંજ પડી રહી. એવામાં માછીઓએ ઓચીંતી જાળ નાંખી અને બીજાં માંછલાંઓ ભેગી તે પણ પકડાઇ ગઇ અને મરણ પામી. પહેલા અને બીજા નંબરની માછલીઓને કશી ઇજા થઇ નહિ.

સારઃ–ઉદ્યોગીનું નશીબ પણ ઉદ્યોગી રહે છે; અને આળસુનું નશીબ આળસુજ થઇ રહે છે. કહેવત છે કે જેવું વાવીએ તેવું લણીએ અને કરીએ તેવું પામીએ.

## ૧૦. વાંદરાઓ અને દોઢડાહ્યું પક્ષી.

### બહુબોલા અને લપૂઢા થવામાં સાર નથી.

એક વખત રાતના વાંદરાઓનું ટોળું ઝાડપર બેઠું હતું. ટાઢને લીધે વાંદરાઓ સખ્ત ધ્રૂજતા હતા. એવામાં તેમણે જમીનપર કાંઇક ચળકતું દીઠું. તેઓ કહેવા લાગ્યા:–"ત્યાં દેવતા જણાય છે. ચાલો આપણે ત્યાં જઇને તાપણી કરીએ."

એક પક્ષી પણ ત્યાંજ બેઠું હતું. વાંદરાઓની આ વાતચીત ત્હેણે સાંભળી. તે બોલી ઉઠયુંઃ—"જ્યાં બેઠા છો, ત્યાંજ બેસી રહો. એ તો આગીયા છે. એમનાથી હુંફ નહિ વળે."

મૂર્ખ વાંદરાઓએ કહ્યુંઃ—"શું એમનાથી હુંફ નહિ વળે ? શું દેવતાથી તાપણી નહિ કરાય ?"

પક્ષી બોલ્યુંઃ—"હા, હું એમજ કહું છું. એ જીણા જીણા તણખા જેવું જણાય છે તે દેવતા નથી. એ તો આગીયા છે."

વાંદરાઓ ચ્હીડાઈને બોલી ઉઠયાઃ—"શું તું અમારી મજાક કરે છે ? ઉભો રહે; બચ્ચા ! હમણાં ત્હારી ખો ભૂલાવીએ છીએ." એમ કહીને તેઓ એકદમ તે પક્ષીના ઉપર તૂટી પડયા અને તેને મારી નાંખ્યું.

સારઃ—'અણબોલાવ્યું બોલે તે તણખલાની તોલે.' વગર માંગ્યે શીખામણ અગર સલાહ આપવી એ સલામતીભર્યું નથી.

## ૧૧. વાઘના ચામડામાં ઢંકાએલો ગધેડો.

જાતિ સ્વભાવ બદલાતો નથી. વિનાશકાળે વિપરીતબુદ્ધિ.

કોઇ એક ગામમાં એક ગરીબ ધોબી રહેતો હતો. ત્હેને ત્યાં એક ગધેડો હતો. તે ગધેડાને ખાવાનાં સાંસા પડતા હતા. તેથી તે ઘણો દુબળો પડી ગયો હતો. ધોબી પણ ઘણો ગરીબ હતો, તેથી એને પેટ પૂરતું ખવડાવી શકતો નહિ. એક દિવસ વાઘનું ચામડું તે ધોબીને હાથ આવ્યું. ત્હેણે એ ચામડું પેલા ગધેડાને પહેરાવી દીધું. પછી તેને ખેતરમાં ચરવાને છુટ્ટો મુકી દીધો.

ગામના લોકો તેને ખરેખરો વાઘ જાણીને, તેને જોઈને મુઠીવાળીને નાસી જતા. આથી તે ગધેડાને મન માન્યું ચરવાની મજા પડતી. દરરોજ તે વાઘનું ચામડું

ઓઢીને ખેતરોમાં ભરાતો અને તાજો પાક ખાતો. આથી થોડા દિવસમાં તે ધાબડ ધીંગો બની ગયો. શરીરે હૃષ્ટ પુષ્ટ થઇ ગયો. રોજની માફક એક દિવસ તે ખેતરમાં ચરી રહ્યો હતો, તેવામાં ઓચીંતો એક બાજો ગધેડો ભૂંકયો. વાઘના ચામડામાં ઢંકાએલા ગધેડાએ પણ તે જોઇને ભૂંકવા માંડયું.

તે ઉપરથી ખેતરના માણસો ખરો ભેદ જાણી ગયા કે, આતો ગધેડોજ છે, કાંઈ ખરો વાઘ નથી. એટલે તેઓએ ડાંગ, લાઠી વગેરે લાવીને એની ખબર લઈ નાંખી. ગધેડાને એવો તો સખ્ત માર માર્યો કે તેના રામ રમી ગયા.

સારઃ—"જાત ન મૂકે ભાત." દરેક જાતિનો કુદરતી સ્વભાવ બદલાતો નથી. અવિચારીપણું સઘળી આપદાઓનું મૂળ કારણ છે.

## મિત્રનો લાભ કેમ થાય તે વિષે.

ત્યાર પછી પંડિતે રાજકુંવરોને કહ્યું કે મિત્રોએ એક બીજાને મદદ કરવી જોઈએ. ગરીબ મિત્રો હોય તે સેવા ધર્મ બજાવે. પૈસાદાર હોય તો પૈસાની મદદ કરે. જો તેઓ રાજા હોય, તો પ્રજાનું રક્ષણ કરે. આપણે આપણી ગુંજાશ પ્રમાણેજ આપણા મિત્રોને સહાય કરી શકીએ. આપણા મિત્રો પણ ત્હેમની શકિત પ્રમાણે આપણને મદદ કરી શકે. એમ થાય તોજ બધા મિત્રો સુખી થઈ શકે. મિત્રો હોવા છતાં જેઓ દુઃખી થતા હોય તેમને બેવકુફ જાણવા. કાગડો, ઉંદર, કાચબો અને હરણ એ મિત્રો પણ આ પ્રમાણે વર્તીને સુખી થયા હતા.

રાજકુંવરો બોલ્યાઃ—"અમારે એ વાર્તા સાંભળવી છે." તે ઉપરથી વિષ્ણુશર્માએ નીચે પ્રમાણે વાર્તા કહેવા માંડીઃ—

## ૧૨. ચિત્રગ્રીવ રાજાની વાત.

દક્ષિણ દેશમાં ગોદાવરી નદીની પાસે એક વડનું ઝાડ હતું. તેના ઉપર એક લઘુપતનક નામનો કાગડો રહેતો હતો. એક દિવસ એક પારધી તે કાગડાની નજરે પડયો. તે યમના દૂત જેવો ભયંકર જણાતો હતો.

લઘુપતનકને બહુ બ્હીક લાગી. તે વિચાર કરવા લાગ્યોઃ–"હવે આ દુષ્ટ કોણ જાણે શું કરશે ? લાવ એકવાર તપાસ કરૂં." તે દિવસે લઘુપતનક ઝાડમાંજ ભરાઇ રહ્યો. ખોરાકની શોધમાં બહાર નીકળ્યો નહિ. પારધીએ થોડીવારમાં જાળ પાથરી. જાળની નીચે ત્હેણે થોડાક ચોખાના દાણા પણ વેર્યા. પછી તે ઝાડીમાં સંતાઇ ગયો.

તે વખતે કબૂતરોનો રાજા, ચિત્રગ્રીવ, આકાશમાં મુસાફરી કરતો હતો. તેની સાથે બીજાં કબૂતરો પણ હતાં. તેઓ બધાં પારધીએ પાથરેલી જાળની પાસેના એક ઝાડ ઉપર બેઠાં. ચિત્રગ્રીવે જમીન ઉપરના ચોખાના દાણા દીઠા. તે કહેવા લાગ્યોઃ–"આ દાણા અંહિ કયાંથી આવ્યા ? નજીકમાં કોઇ માણસ હોવો જોઇએ. માટે એ દાણા ખાવામાં સાર નથી."

તે સાંભળીને એક જુવાન મગરૂર કબૂતરે કહ્યુંઃ–"આપણે ભય અને સંશયથી હમેશાંજ પાછા હઠીશું તો આપણને કાંઇ પણ ખોરાક નહિ મળે. આપણે નહિ ખાઇશું તો એ દાણા બીજાં પક્ષી ખાઇ જશે. તેથી મ્હારી સલાહ તો એવી છે કે આપણે જરૂર એ જગોએ જવું અને હાથમાં આવેલો ખોરાક ગુમાવવો નહિ."

બીજાં કબૂતરોને પણ એ વાત ઠીક લાગી. તેઓ બધાંજ ખાવાની લાલચે તે જગ્યાએ ગયાં. જાળ પાસે જતાંવારને તેમાં સપડાઇ ગયાં.

ચિત્રગ્રીવે તેમને ઉડીને તે જગોએ જતાં દીઠાં. તે વિચાર કરવા લાગ્યોઃ–"કોઈએ મ્હારી વાત લક્ષમાં લીધી નહિ; અને આખરે બધાંજ સપડાઇ ગયાં. લાવ, હું જઈને એમને મદદ કરૂં." એ વિચારથી એ પણ તે જગ્યાએ ઉડીને ગયો અને જાળમાં ફસાઇ ગયો.

પારધીએ પક્ષીઓને જાળમાં સપડાએલાં દીઠાં. તેથી તે પાસે આવી પહોંચ્યો. ત્યારે કબૂતરો બોલ્યાંઃ–"આપણે આ મગરૂર મૂર્ખા કબૂતરની વાત માનીને આખરે જાળમાં ફસાયાં."

ચિત્રગ્રીવ બોલ્યોઃ–"હવે પસ્તાવો શા કામનો ? જે થવાનું હતું તે થઇ ગયું. હવે તો એમાંથી છુટવાનો ઉપાય શોધી કાઢવો જોઈએ."

બીજાં કબૂતરોએ કહ્યુંઃ–"તમે કહો તેમ કરીએ. અમને તો કાંઇ સૂઝતું નથી."

ચિત્રગ્રીવ બોલ્યોઃ–"હું ઈશારત કરૂં એટલે આપણે બધાએ એકદમ ઉડવા માંડવું. આપણે જાળ સાથે ઉડી જઈશું."

બધાં પક્ષીઓ તેમ કરવાને કબૂલ થયાં. ચિત્રગ્રીવે જેવી ઈશારત કીધી કે તરતજ તેઓ બધાં જાળ લઈને ઉડી ગયાં. પારધીએ તેમને ઉડી જતાં દીઠાં. આ બનાવ જોઈને એ તો વ્હીલોજ પડી ગયો હતો. એણે તેમને પકડવાની કોશીશ કીધી; પણ જોત જોતામાં તે કબૂતરો અદૃશ્ય ગઇ ગયાં.

ચિત્રગ્રીવ કબૂતરોનો એકલો રાજાજ ન હતો, પણ એ તેમનો સાચો મિત્ર હતો.

સારઃ—સાચા મિત્રો પોતાના મિત્રને આફતમાં મદદ કરે છે. કહેવત છે કે "માથું આપે તે મિત્ર." સંકટ વખતે જે સહાય થાય તેજ ખરેઃ મિત્ર છે.

## ૧૩. ચિત્રગ્રીવે કબૂતરોને કેવી રીતે જાળમાંથી છોડવ્યાં તે વિષે.

ઉડતાં ઉડતાં ચિત્રગ્રીવે પોતાના કબૂતરોને કહ્યું:—"મ્હારો એક મિત્ર છે તે આપણા બંધ છોડવશે. આપણી જાળ કરડી નાંખીને તે આપણને છુટા કરશે. તેનું નામ હિરણ્યક છે અને તે ઉંદરોનો રાજા છે. તે ગંડક નદીને કિનારે રહે છે. ચાલો આપણે તેની પાસે જઇએ."

તે ઉપરથી બધાં કબૂતરો તે હિરણ્યકની પાસે જઇ પહોંચ્યાં. આઘેથી કબૂતરોની પાંખોનો ફફડાટ સાંભળીને હિરણ્યકને એવી તો બ્હીક લાગી કે તે પોતાના દરમાં ભરાઈ ગયો.

ત્યારે ચિત્રગ્રીવે ત્હેને કહ્યું:—"મિત્ર ! બ્હીશ નહિ, એ તો હું ચિત્રગ્રીવ છુ." હિરણ્યકે ત્હેનો અવાજ ઓળખ્યો, અને તે એકદમ બહાર આવ્યો.

ચિત્રગ્રીવ બોલ્યો:—"એક પારધીએ અમને આ જાળમાં પકડયાં હતાં. ભાઇ હિરણ્યક ! ત્હારા દાંત તીણા છે. તું મ્હારો જુનો મિત્ર છે. તો મહેરબાની કરીને આ મ્હારા મિત્રોના બંધ કરડી નાંખ અને તેમને છુટા કર."

હિરણ્યક બોલ્યો:—"પહેલાં હું ત્હમારા પાશ કરડી નાંખીશ."

ચિત્રગ્રીવે કહ્યું:—"ના એમ નહિ. રાજાએ પહેલાં પોતાની રૈયતનો વિચાર કરવાનો. પછી પોતાની વાત. આ મ્હારા

મિત્રોને પહેલા છોડવ." એથી એના મિત્ર હિરણ્યકે બધા કબૂતરોના બંધ પહેલાં કાતરી નાંખ્યા. ચિત્રગ્રીવને એના કહેવા પ્રમાણે સહુથી છેલ્લો છુટો કર્યો.

ત્યાર પછી બન્ને રાજા મિત્રો એકબીજાને ભેટયા અને નમન કરીને છુટા પડયા.

સારઃ—રાજાએ પહેલાં પોતાની રૈયતના સુખનો વિચાર કરવો જોઈએ.

## ૧૪. ખરા અને ખોટા મિત્રો.

હંમેશાં સારા મિત્રોજ પસંદ કરો. નઠારા સોબતીઓની સાથે ફરશો નહિ. સારાની સોબતથી આપણું સારૂંજ થાય છે. નઠારાની સંગતથી આપણો નાશ થાય છે. માટે સોબત સારાનીજ કરવી.

મગધ દેશમાં એક હરણુ રહેતું હતું. તેનો ખાસ મિત્ર કાગડો હતો. હરણુને ખાવાનું ખુબ મળતું તેથી તે શરીરે પુષ્ટ બન્યું હતું.

એક દિવસ એક લુચ્ચા શિયાળે તે હરણુને જોયું. તેણે વિચાર કર્યો:—"આ હરણુનું માંસ મ્હને ખાવાને મળે તો કેવું સારૂં! પણ તે એટલું બધું મજબૂત છે કે મ્હારાથી એનો શિકાર થઈ શકશે નહિ. મ્હારે યુક્તિથી એને ફસાવવું જોઈએ. તોજ એનું માંસ ખાવા મળે."

એ વિચારથી તે હરણુની પાસે જઇને કહેવા લાગ્યો:—"કેમ મિત્ર! છો તો મજામાંને?"

હરણે પૂછ્યું:—"તું કોણ છે?"

તે બોલ્યો:—"હું એક શિયાળ છું. આ જંગલમાં એકલો ભટકું છું. મ્હારે કોઈ મિત્ર નથી. ત્હમારા જેવા

મિત્રની મ્હારે ખાસ જરૂર છે. મહેરબાની કરીને ત્હમે મ્હને ત્હમારી સેવામાં રાખશો ?"

હરણે કહ્યું:–"ખુશીથી."

શિયાળના ગયા પછી હરણનો ખરો મિત્ર જે એક કાગડો હતો તે તેની પાસે આવીને કહેવા લાગ્યો:–"મિત્ર ! આ ત્હેં શું કર્યું ?"

હરણ બોલ્યો:–"કેમ વાહ ! મ્હેં એક નવો મિત્ર કર્યો છે. તે શિયાળ છે."

કાગડાએ કહ્યું:-"એની ત્હેં કાંઈ કસોટી કરી જોઇ ?"

હરણે જવાબ દીધો:–"ના, કસોટી તો કરી નથી; એમને એમજ મિત્ર થયો છે."

કાગડો બોલ્યો:–"આમ અજાણ્યાને એકદમ મિત્ર બનાવવામાં સાર નથી. દોસ્તી કરતા પહેલાં તેના ગુણ દોષની પરીક્ષા કરવી જોઇએ."

હરણે કહ્યું:–"તું પણ મ્હારો મિત્ર છે. શિયાળ પણ મ્હારો મિત્ર થશે. તેમાં શી હરકત છે ?"

તે દિવસથી શિયાળ હંમેશાં હરણની સાથેજ ફરતો. રાતના તેઓ છુટા પડતા. શિયાળ શિકાર કરવા જતો અને હરણ ઘાસ ચરવા જતું. સ્હવારે તેઓ પાછા તેજ જગોએ મળતા.

એક દિવસ શિયાળે તે હરણને કહ્યું:–"ચાલ મિત્ર ! એક જગોએ સરસ ચોખા છે. તે હું ત્હને દેખાડું."

તે ઉપરથી હરણ તે શિયાળની સાથે ગયું. ચોખાનો સ્વાદ તેની દાઢમાં રહી ગયો. તે દિવસથી હરણે રોજ તે ઠેકાણે જવા માંડયું. ભોગજોગે એક દિવસ ખેતરના માલીકે તે હરણને ચોખાના દાણા ખાતું દીઠું. તેથી ત્હેણે હરણને

પકડવાને જાળ પાથરી. હરણ તેમાં ફસાઈ ગયું. હરણ પોતાના મન સંગાથે વિચાર કરવા લાગ્યું:–"આ વખતે શિયાળ અંહીઆં હોય તો કેવું સારૂં! એ આવીને પોતાના દાંતવતી મ્હારી જાળ કાતરી નાંખે અને મ્હને છુટો કરે."

એવામાં શિયાળ અચાનક ત્યાં આવી પહોંચ્યો. ત્હેણે પોતાના મિત્રને જાળમાં સપડાએલો દીઠો છતાં કાંઈ કર્યું નહિ.

હરણે કહ્યું:–"ભાઇ! આમ જોયાં શું કરે છે? મિત્રોએ એક બીજાને આફતમાંથી ઉગારવા જોઇએ. જોની હું આ જાળમાં ઝલાયો છું. તું મ્હારો મિત્ર થઇને મ્હને આ સંકટમાંથી નહિ છોડવે?"

શિયાળ બોલ્યો:–"તું ખરૂં કહે છે. મ્હારે ત્હારી જાળ મ્હારા દાંતવતી કરડી નાંખવી જોઇએ અને ત્હને છુટો કરવો જોઈએ. પણ શું કરૂં? આજે મ્હારે અપવાસનો દિવસ છે, તેથી લાચાર છું." એમ કહીને તે પાછો હઠી ગયો અને પાછળ ઝાડીમાં સંતાઇ રહ્યો.

હરણના સાચા મિત્ર કાગડાએ ત્હેની બહુ વાટ જોઇ. છતાં તે આવ્યો નહિ ત્યારે તે અધીરો થઈને એને શોધવાને નીકળી પડયો. તે ઉડતો ઉડતો હરણ જ્યાં આગળ જાળમાં ફસાઇ પડયો હતો, તે જગોએ આવી પહોંચ્યો. હરણને આવી હાલતમાં જોતાંવારને તે બોલી ઉઠયો:–"મિત્ર! કેમ આજે આ હાલ થયા છે?"

હરણે જવાબ દીધો:–"ત્હારી શીખામણ માની નહિ તેનુંજ એ પરિણામ છે."

"કયાં ગયો પેલો ત્હારો શિયાળ મિત્ર?" કાગડાએ પૂછ્યું.

હરણે કહ્યું:–"આ રહ્યો પાછળ પેલી ઝાડીમાં. ઉભો ઉભો મ્હારા મરણની રાહ જોયાં કરે છે. પછી એ આવીને મ્હારા માંસની ઉજાણી કરશે."

કાગડો બોલ્યો:–"માણસે હંમેશાં પોતાના મિત્રની શીખામણ માનવી જોઇએ." એમ તે બોલતો હતો, એવામાં તે ખેતરનો રખેવાળ ત્યાં આવી પહોંચ્યો. ત્હેના હાથમાં મોટી ડાંગ હતી.

કાગડાએ કહ્યું:–"ઓ મિત્ર! હવે તું એક કામ કર. ત્હારો શ્વાસ રોકી રાખ અને મરી ગયાનો ડોળ કરીને લાંબોછટ થઈને પડી રહે. એ માણસ ત્હારી પાસે આવશે અને ત્હને મરી ગએલો જાણીને, ત્હારી આ જાળ કાઢી લેશે, એટલે તું જાળમાંથી છુટો થઇ જઇશ. પછી હું કાકા કરૂં કે તરતજ ત્હારે ઉભા થઈને જીવ લઈને દોડી જવું. એમ કહીને તે કાગડો પેલા મુડદા જેવા દેખાતા હરણના ઉપર બેઠો અને ત્હેના પર ચાંચ મારતો હોય તેવો દેખાવ કરવા લાગ્યો. તે રખેવાળે આવીને હરણને તપાસ્યું. ત્હેને લાગ્યું કે એ તો મરી ગયું છે. એટલે ત્હેણે એની જાળ કાઢી લીધી. પછી કાગડાએ પોતાની પાંખ ફફડાવી ને કહ્યું:–"કા! કા! કા!" તે સાંભળીને હરણ ફાળભેર ઉભું થયું અને ઉભી પૂછડીએ નાઠું. ખેતરના રખેવાળે ત્હેના તરફ જોરથી પોતાની ડાંગ ફેંકી. પણ તે છટકી ગઈ. હરણને વાગવાને બદલે તેની પાછળ ઝાડીમાં છુપાઈ રહેલાં શિયાળના લમણામાં વાગી. તે તમ્મર ખાઈને પડયો અને મરણ પામ્યો. તે દરમ્યાન હરણ ત્યાંથી સુખરૂપ નાસી ગયું. ત્હેના ખરા મિત્ર કાગડાને લીધે હરણનો જીવ બચ્યો.

સારઃ—આપણા માથા પર આફત આવી પડે ત્યારેજ આપણા ખરા મિત્ર કોણ છે અને ખોટા કોણ છે તેની પરીક્ષા થાય છે.

## ૧૫. ચાર સાચા મિત્રોની વાત.

ખરેખરા મિત્રો હોય તે એક બીજાને મદદ કરે.

૧.

એક દિવસ એક કાગડો ઉંદરોના રાજાની પાસે જઇને કહેવા લાગ્યોઃ—

"ઓ હિરણ્યક! તું ભાગ્યશાળી પ્રાણી છે. મ્હારે ત્હારા મિત્ર થવું છે."

"તું કોણ છે?" હિરણ્યકે પૂછ્યું.

ત્હેણે જવાબ દીધોઃ—"હું લઘુપતનક નામનો કાગડો છું."

ઉંદર રાજાએ કહ્યુંઃ—"ત્હારી જાત જુદી છે. આપણા બન્નેનો મેળ કેમ કરીને મળશે? કાગડા ઉંદરોને ખાઈ જાય છે. ત્હારી સાથે દોસ્તી કરવાથી તો મ્હને નુકશાન થયા વિના રહે નહિ."

કાગડો બોલ્યોઃ—"ના ના, એવો કાંઈ નિયમ નથી. હું ત્હારો સાચો મિત્ર થઇ શકીશ. સોનું અને રૂપું એ બન્ને જુદાં છે; છતાં તેમને ગાળી જોશો, તો તેમનો મેળ મળશે."

હિરણ્યક બોલ્યોઃ—'સારી વાત છે. ત્હારા શબ્દોથી હું ખુશ થયો છું. ત્હારી મરજી છે, તો હું ત્હારો મિત્ર થઈશ. ખરા મિત્રો હોય તે એક બીજાની આગળ પોતાનું અંતઃકરણ ખોલીને વાત કરે છે. પોતાની કોઇ વાત છુપાવતા નથી. આપણે પણ એ પ્રમાણે ખરા દીલથી નિખાલસપણે વર્તીશું તો આપણી દોસ્તી સાચી નીવડશે."

ત્યારપછી તે ઉંદર એની રજા લઈને પોતાના દરમાં જતો રહ્યો. તે કાગડો પણ ઉડીને પોતાના ઝાડ તરફ પાછો ફર્યો. તે દિવસથી એ બન્ને જણા જીવજાન દોસ્ત થયા.

૨

એક દિવસ તે કાગડાએ પેલા ઉંદર રાજાને કહ્યું:–"ચાલો આપણે મન્થરકને ત્યાં જઇએ. તે મ્હારો મિત્ર છે. તે જાતે કાચબો છે અને એક તળાવમાં રહે છે. તે મને પુષ્કળ માછલી આપશે." તેપરથી એ બન્ને જણા મન્થરકની પાસે ગયા.

કાગડાએ તે કાચબાને ઉંદર રાજાનું ઓળખાણ કરાવતાં કહ્યું:–"આ મ્હારો મિત્ર હિરણ્યક છે. એ ઘણો ભલો અને દયાળુ છે. એણે પારધીની જાળમાંથી કબૂતરોને છોડવ્યાં હતાં. ત્યારથી મ્હેં એની સાથે દોસ્તી બાંધી છે."

મન્થરક કાચબો બોલ્યો:–"હું તમને જોઈને ખુશ થયો છું. ભલા માણસોને બધા ચ્હાય છે. આનંદી અને ખુશમિજાજી હંમેશાં સુખી થાય છે. ટેકીલા અને પ્રમાણિક માણસો પણ સુખી થાય છે. માટે આપણે ત્રણે જણા સાથે રહીએ અને આનંદ કરીએ, એવી મ્હારી ઇચ્છા છે."

લઘુપતનક કાગડાએ કહ્યું:–"ઓ મન્થરક! તું ખરૂં કહે છે." એમ કહીને તે પાસેના ઝાડ ઉપર ઉડી ગયો. ત્યાં જઇને ત્હેણે ચોગરદમ તપાસ કીધી. ત્હેને ભય જેવું લાગ્યું એટલે તે બોલી ઉઠયો:–"સમાલજો! સમાલજો!" તે સાંભળીને મન્થરક ઝટ લઇને પાણીમાં પેસી ગયો. હિરણ્યક પોતાના દરમાં ભરાઇ ગયો. લઘુપતનક ઝાડ ઉપરજ બેસી રહ્યો.

તેવામાં એક હરણ જંગલમાંથી ત્યાં આગળ આવી પહોંચ્યું.

તેનું નામ ચિત્રાંગ હતું. તે કાચબો તથા ઉંદર એ હરણને જોઇને પોતે સંતાઈ રહ્યા હતા ત્યાંથી બહાર આવ્યા.

તે હરણે કહ્યું:–"મ્હને શિકારીનો ભય લાગવાથી હું આ જગ્યાએ આવતો રહ્યો છું. તમારી રજા હોય તો અહિં રહું." પેલા બન્ને મિત્રોએ કહ્યું કે, "ખુશીથી રહેજો." ત્યારથી ચિત્રાંગ એ બન્નેની સાથેજ રહેવા લાગ્યો.

એક દિવસ ચિત્રાંગ ઘાસ ચરવાને બહાર ગયો હતો. સાંજ પડી છતાં તે ઘેર આવ્યો નહિ, ત્યારે ત્હેના મિત્રોને એની ફીકર થઇ. બીજે દિવસે સ્હવારના લઘુપતનક એની શોધમાં નીકળી પડયો. આખરે તેણે ચિત્રાંગને જાળમાં પકડાએલો દીઠો. એટલે તે કાગડો તરતજ હિરણ્યકની પાસે ઉડી જઈને કહેવા લાગ્યો:–"ચાલ ચાલ! આપણો મિત્ર જાળમાં ફસાઇ ગયો છે."

હિરણ્યકે તે હરણની પાસે જઇને કહ્યું:–"ઓ ચિત્રાંગ આમ કેમ થયું? તું આવો ખબરદાર થઇને જાળમાં શી રીતે સપડાઈ ગયો?"

ચિત્રાંગે જવાબ દીધો:–"ડાહ્યામાં ડાહ્યા માણસો પણ કોઈવાર ભૂલ કરે છે. હવે મહેરબાની કરીને મ્હને જલદી છુટો કર."

તેજ વખતે મન્થરક પણ તે જગ્યાએ આવી પહોંચ્યો. ત્હેણે હિરણ્યકને કહ્યું:–"મિત્ર! હવે ઉતાવળ કર. આ વાત કરવાનો વખત નથી. શિકારી આવી પહોંચશે તો આપણું કાંઇ ચાલશે નહિ. અને ચિત્રાંગને તે લઈ ગયા વગર રહેશે નહિ."

તે આ પ્રમાણે કહેતો હતો તે દરમ્યાન લઘુપતનકે શિકારીને આઘેથી આવતો દીઠો. તે બોલી ઉઠયો:–"અફસોસ!

અફસોસ ! શીકારી તો આવી પહોંચ્યો. હવે આપણે શું કરીશું ?"

હિરણ્યકે જલદીથી પોતાના તીણા દાંતવતી ચિત્રાંગની જાળ કાપી નાંખી. શિકારીના આવતા પહેલાં ચિત્રાંગ છુટો થઇ ગયો. પછી ચારે મિત્રો ત્યાંથી દોડી ગયા. પણ મન્થરકથી જલદી દોડાતું નહિ. શિકારી જોતજોતામાં ત્યાં આવી પહોંચ્યો. ત્હેણે જાળ કપાએલી દીઠી. તે બોલ્યો:—"અરે ! હરણ તો નાસી છટક્યું !" એવામાં પેલો મન્થરક કાચબો એના જોવામાં આવ્યો. એટલે ત્હેણે કહ્યું કે "ચાલો, ના મામા કરતાં કાણો મામો પણ કામનો. હરણ તો ગયું પણ પણ આને શું કામ ગુમાવવો ?" એમ કહીને તેણે મન્થરકને ઉપાડી લીધો.

ચિત્રાંગ, લઘુપતનક અને હિરણ્યક તે જોઇને વિલાપ કરવા લાગ્યા.

હિરણ્યક બોલ્યો:—"આપણે એક આફતમાંથી છુટીએ છીએએટલે બીજી માથા ઉપર ખડીજ રહે છે. દોસ્તીમાં સુખ અને દુઃખ બન્નેનો અનુભવ થાય છે."

ચિત્રાંગ બોલ્યો:—"પણ અત્યારે વાતમાં વખત ગુમાવવા જેવું નથી. આપણે જો શિકારીની પાછળ પડીશું, તો આપણા મિત્ર મન્થરકનો પત્તો લાગી શકશે. આપણે કાંઇ ઈલાજ શોધવો જોઈએ ખરો."

ત્રણે મિત્રો શિકારીની પાછળ પડયા. હિરણ્યકે કહ્યું:—"ચિત્રાંગને તળાવ પાસે મોકલો. શિકારી તળાવ આગળ થઇને જશે અને જેવો તે ચિત્રાંગને જોશે કે તરતજ મન્થરકને પડતો મૂકીને તેની પાસે જશે. ચિત્રાંગે તળાવની પાસે પડી

રહેવું અને મરી ગયાનો ડોળ કરવો. પછી લઘુપતનકે ઉડીને એનાપર બેસવું અને એની આંખમાં ચાંચ મારતો હોય તેમ કરવું. શિકારી ચિત્રાંગની પાસે જાય, ત્યારે હું મન્થરકના બંધ કાપી નાંખીશ. એટલે એ તરતજ પેસી જશે. ચિત્રાંગની પાસે શિકારી આવે તે પહેલાં એણે જીવ લઈને નાસી જવું."

ચિત્રાંગ બોલ્યોઃ–"હું હમણાંજ જાઉં છું. મન્થરકે મ્હને છોડાવ્યો હતો. તો હવે મ્હારે એને છોડાવવો જોઇએ. મિત્રો જો એકબીજાને મદદ કરતા રહે, તો આ દુનિયામાં કોઇ પ્રકારનું દુઃખ રહે નહિ." એમ કહીને તે ઝટ શિકારીની આગળ દોડી ગયો. તળાવ આવ્યું ત્યારે મરી ગયાનો દેખાવ કરીને ત્યાં આગળ પડી રહ્યો.

એ યુક્તિ ફતેહમંદ નીવડી. શિકારીએ ચિત્રાંગને જોતાવારને મન્થરકને જમીનપર મૂકી દીધો. પછી હિરણ્યકે તેના બંધ કાપી નાખ્યા એટલે કાચબો તળાવમાં પેસી ગયો. લઘુપતનકે ચિત્રાંગની આંખમાં ચાંચ મારતો હોય તેવો દેખાવ કર્યો. શિકારી જેવો પાસે આવ્યો, કે તેવો તરતજ તે ઉડી ગયો અને ચિત્રાંગ જીવ લઈને નાઠો. હિરણ્યક પાસેના દરમાં ભરાઇ ગયો. આ પ્રમાણે બધા મિત્રો બચી ગયા.

ચારે મિત્રો ફરી પાછા મળ્યા, ત્યારે તેઓ કહેવા લાગ્યાઃ– "મિત્રતાથી શો લાભ થાય છે, તે હવે આપણે જાણ્યું, બરાબર અનુભવ્યું. આપણે જીવીશું ત્યાંસુધી સાચા મિત્ર રહીશું અને એકબીજાને સહાય કરીશું." એ ચારે મિત્રોને મિત્રતાની કદર હતી, તેથીજ તેઓ સાચા મિત્ર નીવડી શક્યા.

---